# નિવેદન



આપણી દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી પતિતપાવન કૈ. શ્રીમન્ત સરકાર મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ ત્રીજા, સેનાખાસખેલ સમશેર બહાદુર, જી. સી. એસ. આઈ., જી. સી. આઈ. ઈ., એલએલ. ડી., એઓશ્રીએ કૃપાવન્ત થઇને બે લાખ રૂપિયાની રકમ અનામત મૂકેલી છે. તેના વ્યાજમાંથી "શ્રીસયાજી સાહિત્યમાળા"રૂપે વિવિધ વિષયોને લગતા પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે.

તદનુસાર, આ "**વડોદરા રાજ્યની સાહિત્યપ્રવૃત્તિઓ**" એ નામનું પુસ્તક **શ્રી. ભરતરામ ભાનુસુખરામ મહેતા** અને **શ્રી. રમણિકરાય શ્રીપતરાય દેસાઇ** પાસે તૈયાર કરાવવામાં આવેલું અને તેને **મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા** તરફથી ઉક્ત માળામાં ૩૨૩મા પુષ્પરૂપે આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.



| | | |
|---|---|---|
| ભાષાન્તર શાખા,<br>પ્રાચ્યવિદ્યામન્દિર,<br>વડોદરા.<br>તા ૧૯-૧૦-૧૯૫૭ | ચો. જ. ત્રિપાઠી<br>ભાષાન્તર મદદનીશ | હંસા મહેતા<br>ઉપકુલપતિ |

# પ્રાસ્તાવિક

ગુજરાતમાં વિદ્યાપ્રવૃત્તિ અને સાહિત્યપ્રકાશનપ્રવૃત્તિને વેગ આપવામાં ભૂતપૂર્વ વડોદરા રાજ્યનો મોટો હિસ્સો છે. ઈ. સ. ૧૮૭૫માં સદ્‌ગત મહારાજા સયાજીરાવ ત્રીજાનું રાજ્યારોહણ થયું ત્યાર પછીનાં થોડાંક વર્ષમાં એ પ્રવૃત્તિનો આરંભ થયો અને ઉત્તરોત્તર એનો ઉત્કર્ષ થતો રહ્યો. ગુજરાતી, મરાઠી, હિન્દી, અંગ્રેજી, સંસ્કૃત, પ્રાકૃત આદિ ભાષાઓના તથા રાજ્યનો તમામ વહીવટ ગુજરાતી ભાષામાં ચાલતો હોવાને કારણે, ગુજરાતી ભાષામાં વિવિધ વિષયોના સેંકડો ગ્રન્થો વડોદરા રાજ્યે પ્રકાશિત કરેલા છે. મારા અભ્યાસના આરંભકાળમાં જ, વડોદરા રાજ્યના એક મુખ્ય શહેર પાટણના શ્રીમંત ફત્તેસિંહરાવ પુસ્તકાલયના સમૃદ્ધ ગ્રન્થસંગ્રહદ્વારા આ પ્રવૃત્તિનો ઠીક પરિચય મને થયો હતો એ ખરેખર એક સદ્‌ભાગ્ય હતું

ઈ. સ. ૧૯૪૯મા વડોદરા રાજ્યના વિલીનીકરણ સાથે એ ઐતિહાસિક પ્રકરણ પૂરું થયું છે; જો કે વિદ્યા અને ગ્રન્થપ્રકાશનની પ્રવૃત્તિ તો વડોદરા યુનિવર્સિટીદ્વારા વૃદ્ધિ પામતી રહી છે, પણ વડોદરા રાજ્યદ્વારા થયેલી સાહિત્યપ્રવૃત્તિઓનું સરવૈયું હવે કાઢી શકાય તેમ છે.

આથી વડોદરાના પ્રસિદ્ધ ગ્રન્થસંગ્રાહક શ્રી. રમણિક શ્રીપતરાય દેસાઈએ આ તમામ પ્રકાશનોની સંપૂર્ણ સન્દર્ભસૂચિ તૈયાર કરી હતી, અને એનું સંપાદન વડોદરા રાજ્યની પ્રકાશનપ્રવૃત્તિ સાથે વર્ષો સુધી સંકળાયેલા વિદ્વાન શ્રી. ભરતરામ મહેતાએ કર્યું છે. પુસ્તકાલયો, વિદ્યાર્થીઓ, સંશોધકો અને સામાન્ય વિદ્યારસિકોને આ પ્રકાશન અનેક રીતે ઉપયોગી થશે એમાં શંકા નથી.

અખિલ ભારત લેખક પરિષદ (પી. ઈ. એન.)નું ચોથું અધિવેશન વડોદરામાં મળે છે એ પ્રસંગે આ પુસ્તક પ્રકટ થાય છે, એ પણ એક સુયોગ છે.

'અધ્યાપક નિવાસ',
વડોદરા.
તા. ૧૯-૧૦-૫૭

ભોગીલાલ જ. સાંડેસરા

# આમુખ

હાલના મુંબઈ રાજ્યમાં ભૂતપૂર્વ વડોદરા રાજ્ય વિલીન થયું, એને એક દાયકો થઈ ગયો. વડોદરા રાજ્યમાં તે પહેલાના અને પછીના એક દાયકા દરમિયાન વિવિધ ખાતા તરફથી જે સાહિત્ય બહાર પાડવામાં આવ્યું હતું તે આજે તો બહુ થોડા લોકોના જાણવામાં હોય, એ સ્વાભાવિક છે. છૂટક છૂટક પ્રસરેલા એવા પ્રકાશનોની માહિતી કાળના મુખમાં વિલીન ન થઈ જાય પરંતુ ગ્રંથસ્થ થાય, એ ઇષ્ટ લાગ્યું તેથી આ પુસ્તક તૈયાર કરવાની પ્રેરણા અમને મળી હતી. આથી અસ્તવ્યસ્ત થઈ ગયેલી ભૂતપૂર્વ વડોદરા રાજ્યની સાહિત્યપ્રવૃત્તિઓને ચિરંજીવ રાખવાના શુભ હેતુથી અત્રે તે એકત્ર કરવામાં આવી છે. દુર્લભ સાધનો મેળવી તેમનો સદુપયોગ કરીને આવો સંગ્રહ કરવા પાછળ કેટલો શ્રમ લેવો પડ્યો હશે એ તો સમજુ વાચકવર્ગના ધ્યાનમાં આવશે જ, એવી અમારી શ્રદ્ધા છે. સુજ્ઞ વાચકો એની યોગ્ય કદર કરશે, એવી આશા પણ અમે કુદરતી રીતે સેવીએ છીએ.

છૂટીછવાઈ પડેલી આવી માહિતી એકત્ર કરી પોતાના સંગ્રહમાં કાળજીપૂર્વક સાચવી રાખવાનો યશ અમારા પૈકી શ્રી રમણિકરાયને આપવો ઘટે છે. પરંતુ બધી માહિતી સંકલિત કરી ગ્રંથનું સંપાદન કરી આપવાનું કામ પોતાની લેખનશક્તિના અભાવે તેમણે ભૂતપૂર્વ ભાષાંતર શાખા સાથે વર્ષો સુધી સંકળાયેલા અમારા પૈકી શ્રી ભરતરામને સોંપ્યું, એ રીતે આ ગ્રંથ તૈયાર થયો છે. લગભગ અનુપલબ્ધ બનેલી કીમતી માહિતી આ ગ્રંથમાં દાખલ કરવામાં આવી છે તેથી આ પુસ્તક ઉપકારક નીવડશે, એવી આશા અમને છે જ. પ્રભુ કરે ને તેમ થાય.

અંતમાં મ સ. યુનિવર્સિટી ઑફ બરોડાનાં ઉપકુલપતિ શ્રીમતી સૌ. હંસાબહેન મહેતાએ અમારી વિનંતી માન્ય રાખી આ ગ્રંથને શ્રીસયાજી સાહિત્યમાળામાં સહર્ષ સ્થાન આપ્યું, એ બદલ અમે એમના ઋણી છીએ.

તદુપરાંત સદર યુનિવર્સિટીના ગુજરાતી વિભાગના અધ્યક્ષ શ્રી. ભોગીલાલ જ. સાંડેસરાએ તસ્દી લઈ 'પ્રાસ્તાવિક' લખી આપ્યો એ બદલ અમે એમનો પણ આભાર માનીએ, એ યોગ્ય ગણાય.

સદર યુનિવર્સિટીમાં આ પુસ્તક બનતી ત્વરાએ આકર્ષક રૂપે છપાઈ વખતસર પ્રસિદ્ધ થયું તે બદલ પ્રેસના અમે આભારી છીએ.

ગુર્જર જનતા સમક્ષ અમારું આ પુસ્તક સાદર પેશ કરતાં અમને આનંદ થાય છે

વડોદરા,
તા. ૨૦-૧૦-૫૭

ભરતરામ ભાનુસુખરામ મહેતા
રમણિકરાય શ્રીપતરાય દેસાઇ

# વડોદરા રાજ્યની સાહિત્યપ્રવૃત્તિઓ

પરતંત્ર ભારતમાં જે સેંકડો દેશી રાજ્યો અસ્તિત્વ ધરાવતાં હતાં તે દેશી રાજ્યો સ્વતંત્ર ભારતમાં નાબૂદ થઈ ગયાં છે, એ સત્ય અને સર્વજ્ઞાત ઘટના છે. એવાં દેશી રાજ્યોની હારમાળામાં જે રાજ્ય ત્રીજા સ્થાનનું માન ભોગવતું હતું તે રાજ્ય 'ગાયકવાડ વંશ' ના આધિપત્ય નીચેનું ગુજરાતમાંનું વડોદરા રાજ્ય હતું. એની સ્થાપના પહેલા દામાજીરાવ ગાયકવાડે કરી હતી. ત્યાર પછી બીજા દામાજીરાવ ગાયકવાડે ઈ. સ. ૧૭૩૪માં વડોદરા મેળવી લીધું ત્યારથી સાર્થ 'વડોદરા રાજ્ય' સ્થપાયું કહેવાય. વડોદરાના અનેક રાજકર્તાઓ પૈકી બીજા સયાજીરાવ ગાયકવાડ અને ગણપતરાવ ગાયકવાડ તથા ત્રીજા સયાજીરાવ ગાયકવાડ વિશેષતઃ નોંધપાત્ર છે. તેમા પણ ત્રીજા સયાજીરાવ ગાયકવાડ (ઈ. સ. ૧૮૭૫ થી ઈ. સ. ૧૯૩૯ સુધીનાં) ચોસઠ વર્ષના પોતાના અનુપમ રાજ્કાળ દરમિયાન 'વર્તમાન વડોદરાના વિધાતા' તરીકેનું અપૂર્વ માન મેળવી ગયા છે. તેઓશ્રીએ પોતાની જે અનેકવિધ પ્રવૃત્તિઓથી વડોદરા રાજ્યનો ઉત્કર્ષ સાધ્યો હતો તેઓમાં એમની વિધવિધ સાહિત્યપ્રવૃત્તિઓ ખાસ કરીને સંભાળપૂર્વક વિસ્તૃત રીતે આપવાની યોજના કરવામાં આવી છે. ગુર્જરસાહિત્યના ક્ષેત્રમાં વડોદરા રાજ્યે આપેલા અનન્ય ફાળાની ભુલાઈ ગયેલી કે ભુલાઈ જતી અથવા ભુલાઈ જવાની સંભાવનાવાળી વિશિષ્ટ વિગતો એ રીતે એકત્રિત થઈ કાયમને માટે નોંધાઈ રહેશે, એ નિર્વિવાદ છે.

હાલ મુંબઈ રાજ્યમાં વિલીન થઈ ગયેલું વડોદરા રાજ્ય પૂર્વે ગુજરાત-સૌરાષ્ટ્રમાં છૂટકછૂટક વિસ્તરેલું હતું. ગુજરાતમાં તેના નવસારી પ્રાંત ને વડોદરા પ્રાંત તથા મહેસાણા પ્રાંત આવેલા હતા, અને સૌરાષ્ટ્રમાં

તેના અમરેલી પ્રાંત તથા ઓખામંડળ પ્રાંત આવેલા હતા. ખાસ કરીને સાહિત્યપ્રવૃત્તિની દૃષ્ટિએ જોતા વડોદરા રાજ્યમા ઈ. સ. ૧૭૨૩ થી ઈ. સ. ૧૮૭૫ સુધીના દોઢસો વર્ષો દરમ્યાન અનેક સાહિત્યકારો થઈ ગયા છે. તેઓમાં વડોદરાના બાપુસાહેબ ગાયકવાડ, દહેગામનો હીમો ભગત, નવસારીનો વલ્લભ રઘુરામ, વડોદરાનો હરિભટ્ટ, કઠોલનો મુગ ભટ્ટ, વડનગરની કૃષ્ણાબાઈ, શોકડાનો ધીરો ભક્ત, ડભોઈની દિવાળીબાઈ, નવસારીના નાનાભાઈ મજમુદાર, ચાણોદ-ડભોઈનો દયારામ, માસરનો ગિરિધર ગરબડદાસ, પાટણના દીપવિજય જતિ, મલાતજનો છોટમ, વિજાપુરનો ડુંગર બારોટ, સિદ્ધપુરના કાંતિવિજય, વિજાપુરના બુદ્ધિસાગરસૂરિ, સિદ્ધપુરના વિજયવલ્લભસૂરિ તથા સિદ્ધપુરના હંસવિજય ખાસ નોંધપાત્ર ગણાય તેવા છે. તેમનો કવનકાળ અજ્ઞાત રહ્યો છે, એ દિલગીરીની વાત છે. વળી ઈ. સ. ૧૭૨૩ પહેલાં પણ પ્રથમ વડોદરા રાજ્યમાં ન ગણાતા છતાં પાછળથી વડોદરા રાજ્યનાં ગણાતા થયેલા છૂટાછવાયા અનેક ગામોના સાહિત્યકારો સાહિત્યપ્રવૃત્તિ ચલાવી રહ્યા હતા તેથી એક રીતે વડોદરા રાજ્ય સાથે સંકળાયેલી સાહિત્યકાર વ્યક્તિઓ ભવિષ્યને માટે પોતાનો વારસો મૂકી ગયેલી છે, અને તેથી તેમનો ઉલ્લેખ અહીં કરી લેવાનું વાજબી ગણાય તેમ છે એવી વ્યક્તિઓ પૈકી વડોદરાનો વીરજી, પાટણનો વલ્લભ, કારવણનો અજરામર, સિદ્ધપુરનો દામોદરાશ્રમ, વડનગરની કૃષ્ણાબાઈ, પાટણનો વિષ્ણુદાસ, ગણદેવીનો ફીકુ વસહી, વડોદરાનો નરહરિ, વ્યારાનો ગોપાલદાસ અને પાટણની મંગળીબાઈ વિશેષ ઉલ્લેખ માગી લે છે. તદુપરાંત પાટણના અભયદેવસૂરિ, પાટણના વાદીદેવસૂરિ, પાટણના હેમચંદ્રસૂરિ (કલિકાલ-સર્વજ્ઞ), ડભોઈના મુનિચંદ્રસૂરિ, પાટણના હેમચંદ્રસૂરિ, પાટણના સોમપ્રભ, પાટણના સિદ્ધપાલ, પાટણના અભયદેવસૂરિ, પાટણના તરુણપ્રભસૂરિ, સિદ્ધપુરનો અસાઈત રાજારામ, પાટણના સોમસુંદરસૂરિ, પાટણનો ભાલણ, સિદ્ધપુરના ઉદયધર્મ, વિસનગરનો પદ્મનાભ, પાટણના

લાવણ્યસમય, સિદ્ધપુરનો ભીમ, સિદ્ધપુરના સમરચંદ્ર (સિંહ), વડોદરાનો નાકર વિકાજી, રૂપાલનો ગોપાલદાસ, ઊંઝાના દેવગુપ્તસૂરિ, સાધુકીર્તિ, વડોદરાનો ભીમજી ઋષિ, છાણીના ચતુરવિજય, વિજાપુરના નયસુંદર, વડોદરાનો પ્રેમાનંદ, પાટણના પૂંજાઋષિ, પાટણના લલિતપ્રભસૂરિ, સોજિત્રાનો દેવીદાસ, પીજનો નરભેરામ, સિદ્ધપુરના કલ્યાણ, કડીના લાલવિજય, કન્હોડુના યશોવિજય, વડોદરાનો દ્વારકાદાસ, વડોદરાનો હરિદાસ, પાટણના ભાવપ્રભસૂરિ, દ્વારકાનો મુકુંદ, સિદ્ધપુરનો વિશ્વનાથ જાની, પાટણના જિનહર્ષ, પાટણનો મધુસૂદન વ્યાસ, વડોદરાની રાધાબાઈ, ડભોઈનો રત્નેશ્વર મેઘજી, વડોદરાના ગોડીદાસ, વડોદરાનો વલ્લભ, વાઘોડિયાનો નિરાંત, પાટણનો શ્રીદેવ વગેરે બીજા કેટલાક અલ્પજ્ઞાત તથા કેટલાક અતિજ્ઞાત પ્રાચીન સાહિત્યકારો પણ ગણનાપાત્ર ને નોંધપાત્ર છે. આટલા ઉલ્લેખથી સંતોષ માનીને આપણે આ ગ્રંથના હેતુને અનુલક્ષીને જે કહેવાનું છે તે અહીં કહીશું.

વડોદરા રાજ્યની સાહિત્યપ્રવૃત્તિઓ. દે. શ્રીજા સયાજીરાવ ગાયકવાડના અનુપમ સાહિત્યપ્રેમનું પરિણામ છે, એમ ખુશીથી કહી શકાય. તેઓશ્રી પ્રજાહિતાર્થે ખૂબ કાળજી રાખતા તેથી તથા જાતદેખરેખથી કામ લેતા તેથી અને બહુશ્રુત હતા તેથી પોતાના રાજકાળ દરમિયાન પોતાની માતૃભાષા મરાઠી હોવા છતાં ખાસ કરીને ગુજરાતી ભાષાના ગ્રંથોના ભંડારમાં ઉમેરો કરવાની તેમ જ ગુજરાતી સાહિત્યને ઉત્તેજન આપવાની બાબતમાં તેમણે પુષ્કળ નાણાં ખર્ચી સાહિત્યહિતૈષી રાજવી તરીકે નામના મેળવેલી છે. તેમણે વિધવિધ પ્રસંગે વિવિધ રકમો અલગ પાડી આપી તેમની મદદથી વિધવિધ ખાતાં તરફથી જાતજાતની સાહિત્યપ્રવૃત્તિઓ કરાવી હતી. એ ખાતાંઓ આ પ્રમાણે હતાં:—
(૧) ખાનગી ખાતું, (૨) દેશી કેળવણી ખાતું, (૩) મુલકી ખાતું, (૪) દવાખાતું, (૫) ન્યાયખાતું, (૬) પોલીસ ખાતું, (૭) ગિરાસ ખાતું અને (૮) દીવાન-કચેરી.

તેઓશ્રીએ અનુકૂળતાના કારણે પોતાના ખાનગી ખાતેથી સાહિત્ય-પ્રવૃત્તિની શરૂઆત કરી હતી, અને તેની સાથે શ્રી ગોવિંદ સખારામ સરદેસાઈનું નામ સંકળાયેલું છે. ત્યારબાદ ઈ. સ ૧૮૯૫થી એ કામ દેશી કેળવણી ખાતાને સોપવામા આવ્યુ હતુ, કારણ કે કુદરતી રીતે એ ખાતેથી જ આદર્શ કામ થઈ શકે એ વખતે તો 'ભાષાતર સ્ટોર'ના નામથી સદર ગ્રંથસંગ્રહ એ ખાતાની કચેરીમા કાળજીપૂર્વક સાચવી રાખવામા આવ્યો હતો, એ જાણવા જેવું છે.

એ રીતે સાહિત્યપ્રવૃત્તિના કારણે ખાનગી ખાતેથી તથા દેશી કેળવણી ખાતેથી જે વિશિષ્ટ કામગીરી થઈ હતી તેના ઉપરાત બાકીના છ ખાતેથી પોતપોતાની રીતે ને જરૂરિયાત પ્રમાણે સાહિત્ય-પ્રવૃત્તિ થવા પામી હતી તેની વિગતવાર નોંધ અહીં લેવાનું સયુક્તિક નથી પરંતુ ઈ સ. ૧૯૧૨ સુધીમા પૂર્વોક્ત બંને ખાતેથી થયેલી એવી પ્રવૃત્તિ વિગતવાર ઉલ્લેખ માગી લે છે કે શ્રીમંત સયાજીરાવે દેશી ભાષાના ગ્રથોમા ઉમેરો કરવાની બાબતમા જે વિધવિધ પ્રકારની તજવીજ અને યોજનાઓ ફરમાવેલી તેને અનુકૂળતાને ખાતર નીચેના આઠ વિભાગમા વહેચી શકાય તેમ છે :—

(૧) લેખકોને મહેનતાણું આપી પુસ્તકો તૈયાર કરાવવા, અને દેશી કેળવણી ખાતેથી તેમને સરકાર ખર્ચે છપાવી બહાર પાડવા આ જાતનું કામ મોટા ભાગે ખાનગી ખાતેથી તથા ઇતર ખાતા તરફથી થવા પામેલુ છે.

(૨) પસદ કરેલા સાહિત્યશોખીન સરકારી નોકરો પોતાની જગાનું કામકાજ બરાબર સભાળે એવી રીતે તેમની પાસે પરભાષાના ગ્રથોના ભાષાતર તૈયાર કરાવવા, અને તે સરકાર ખર્ચે છપાવી પ્રસિદ્ધ કરવા

'(૩) ભાષાતરો વગેરે ગ્રથો તૈયાર કરાવવા તથા છપાવી બહાર

પાડવા વગેરેના અંગનું કામ કરવા માટે વિશેષ મહેકમ રાખી તથા કોઈ વિદ્વાન લેખકને માસિક પગારથી એ કામે રોકી તમામ કામ કરાવવું. 'શ્રી સયાજી જ્ઞાનમંજૂષા' નામક ગ્રંથમાળાના ગ્રંથો તથા વિશેષ મંજૂરીથી સ્થપાયેલા 'સંસ્કૃતશોધક' ખાતાના પગારદાર ઉપરી સ્વર્ગસ્થ મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ જે કેટલાક સંસ્કૃત ગ્રંથોનું સંશોધન કરી તેમનાં ભાષાંતર કરેલાં તે ગ્રંથો આ રીતે બહાર પડ્યા હતા. આ જાતના વિશિષ્ટ કામની સાથે પગારદર સ્વ. અમૃતરામ શાસ્ત્રીનું નામ સંકળાયેલું છે, એ જાણવા જેવું છે.

(૪) વિવિધ લેખકોને મહેનતાણું આપી ગ્રંથો તૈયાર કરાવવા અને દરેક લેખકને પોતાના હિસાબે ને જોખમે પોતાનું પુસ્તક છપાવવાની પરવાનગી આપીને તેના બદલામાં તેની પાસેથી તેના પુસ્તકની અમુક નકલો સરકાર તરફથી ખરીદવી. 'શ્રી સયાજી જ્ઞાનમંજૂષા' નું કામકાજ બંધ થયું ત્યાર પછી એવી વ્યવસ્થા રહી હતી કે કોઈ લેખક પોતાનું પુસ્તક પોતે છપાવવાની ઇચ્છાથી માગણી કરતો તો તેનું હસ્તલિખિત પુસ્તક તેને પાછું સોંપી દેવાતું અને તે બદલ તેના પ્રસિદ્ધ પુસ્તકની પચાસ પ્રતો સરકાર તરફથી ખરીદવામાં આવતી. 'કૃષિકર્મવિદ્યા', 'પદાર્થવિજ્ઞાન' વગેરે કેટલાક ગ્રંથો એ યોજનાને અનુસરીને તૈયાર થઈ પ્રસિદ્ધ થવા પામ્યા હતા.

(૫) લાયક લેખક પાસે ગ્રંથ તૈયાર કરાવવો અને સરકાર ખર્ચે તે છપાવી બહાર પાડવો તથા તેના મહેનતાણા તરીકે લેખકને ઠરેલાં નાણાં રોકડ ન આપતાં ગ્રંથની છપાવેલી પ્રતોના અર્ધા ભાગની પ્રતો તેને આપી દેવી. 'સંસારમાર્ગોપદેશકા,' 'અબલોન્નતિલેખમાળા' વગેરે અમુક પુસ્તકો આ પદ્ધતિએ પ્રસિદ્ધ થવા પામ્યાં હતાં.

(૬) યોગ્ય લેખક પાસે પુસ્તક તૈયાર કરાવવું અને તે સરકાર ખર્ચે છપાવી બહાર ન પાડતાં લેખક પાસે જ છપાવી પ્રસિદ્ધ કરાવવું

ને તેની પાસે તેની વાજબી કિંમત રખાવવી તથા તેને છપામણી ને બંધામણી બદલ જેટલો ખર્ચ થયો હોય તેટલો ખર્ચ તેને મળી રહે તેટલા માટે તેટલી કિંમતની તેના પુસ્તકની પ્રતો તેની પાસેથી સરકાર ખર્ચે ખરીદી લેવી. 'નીતિબોધ', 'બંધવિમોચન', 'સૃષ્ટપદાર્થ-નિયમ', 'વધૂબોધ', 'બે બહેનો', 'પુત્રીશિક્ષા' વગેરે સ્ત્રી-ઉપયોગી તથા નીતિને લગતા અને સામાન્યજ્ઞાન સંબંધી થોડાક ગ્રંથો આ યોજનાને અનુસરીને તૈયાર થઈ પ્રસિદ્ધ થતા પામ્યા હતા.

(૭) લેખક ગ્રંથ તૈયાર કરે તેને માટે તથા તે પોતે છપાવી પ્રસિદ્ધ કરે તેનો ખર્ચ તેને થાય તેને અંશતઃ પહોંચી વળવામાં તેને મદદ થાય તેટલા માટે ઉત્તેજન તરીકે તેને સરકાર તરફથી અમુક ઉચક પારિતોષિક આપવું તથા તે ગ્રંથની અમુક નકલો સરકાર ખર્ચે ખરીદવી અને ગ્રંથપ્રસિદ્ધીના અંગની તમામ વ્યવસ્થા તેના પ્રકાશકને સોંપી દેવી. 'પ્રાચીનકાવ્યમાળા' નામક અદ્ભુત ગ્રંથમાળાનાં જે પાંત્રીસ પુસ્તકો પ્રસિદ્ધ થવા પામ્યાં હતાં તેઓ આ યોજનાને અનુસરીને છપાઈ બહાર પડ્યાં હતાં, એ ખાસ જાણવા જેવું છે. કૈ. શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે આ વિશિષ્ટ સાહિત્યસેવાના અંગે ૧૬,૦૦૦ (સોળ હજાર) રૂપિયાની ખાસ મંજૂરી આપી હતી, એ હકીકત નોંધપાત્ર છે.

(૮) કોઈ લેખકે કોઈ વિશિષ્ટ વિષયનું પુસ્તક તૈયાર કર્યું હોય તે તે પ્રસિદ્ધ કરવા લાયક જણાય ત્યારે તે સરકાર ખર્ચે લેખકને છપાવી આપવું અને તેની થોડીક પ્રતો સરકારી ખાતામાં રાખી લઈ બાકીની નકલો લેખકને આપી દેવી. સ્વર્ગસ્થ પ્રો. મૌલાબક્ષ તથા તેમના ચિરંજીવી પ્રો. મુર્તજાખાંએ સંગીતને લગતાં જે પુસ્તકો તૈયાર કરેલાં તે આ પદ્ધતિએ બહાર પડ્યાં હતાં, અને એવા દરેક ગ્રંથની એકસો પ્રતો સરકાર ખાતે રાખીને બાકીની તમામ પ્રતો લેખકને આપી દેવામાં આવી હતી. ઈ. સ. ૧૯૧૭માં દેશી કેળવણી ખાતાની મુખ્ય કચેરીના અંગે ભાષાંતર શાખાની સ્થાપના થઈ હતી. તેના તરફથી પ્રસિદ્ધ થતી 'શ્રી

સયાજી સાહિત્યમાળા'ના ને 'શ્રી સયાજી બાળજ્ઞાનમાળા'ના ગ્રંથોની તથા ઇતર માળાઓની વિગતો પાછળથી આપવામાં આવશે. હાલ તો ગ્રંથોત્તેજન દાખલ ઈ. સ. ૧૯૧૨ સુધીમાં થતા વહીવટની અને ખર્ચની કેટલીક વાતો અહીં આપણે કરીશું.

જે પુસ્તકો સરકારે પોતે થઈને તૈયાર કરાવ્યાં ન હોય પણ ખાનગી લેખકે પોતે થઈને પોતાના ખર્ચે ને જોખમે બહાર પાડ્યાં હોય તે પુસ્તકોની કમી કે વધુ નકલો લેખક પાસેથી ખરીદીને તેને ઉત્તેજન આપવાનું ઠર્યું હતું. આપણે અગાઉ જે કારણોનો ઉલ્લેખ કરી ગયાં છીએ તે કારણોને લીધે આ પ્રકારનું ગ્રંથોત્તેજનનું કામ પણ ખાનગી ખાતેથી તેમ જ દેશી કેળવણી ખાતેથી થતું હતું. તે વખતના દીવાન સ્વ. મણિભાઈ જસભાઈનું નામ આ જાતની સાહિત્યપ્રવૃત્તિ સાથે સંકળાયેલું છે કેમ કે તેમની કચેરી તરફથી પણ ગ્રંથોત્તેજનનું કામ થતું હતું. તદુપરાંત રાજ્યનાં બીજાં ખાતાંઓ તરફથી પણ પોતપોતાની જરૂરિયાત પ્રમાણેનાં પુસ્તકો ઉત્તેજન દાખલ રકમની સવડ પ્રમાણે ખરીદવામાં આવતાં હતાં.

કે. ત્રીજા સયાજીરાવ ગાયકવાડનું એવું ફરમાન થયું હતું કે કોઈ લેખક તરફથી પુસ્તક ઉત્તેજનાર્થે આવે તો તેઓશ્રીની મંજૂરી મેળવી તેની અમુક પ્રતો લેખક પાસેથી ખરીદવી અથવા તો તેની પાસેથી અમુક પ્રતો મેળવી તેને ઉચક રકમ આપવી. આ કામ ખાસ કરીને ખાનગી ખાતેથી એ ખાતાના ખર્ચે થતું હતું. આ જાતની સાહિત્યોત્તેજનની પ્રવૃત્તિના ત્રણ મુખ્ય વિભાગ પડે છે:— (ક) જે પુસ્તકની બાબતમાં દેશી કેળવણી ખાતેથી નિકાલ કરવાનું ફરમાન થતું તે પુસ્તક બદલ એ ખાતેથી આગળની તમામ તજવીજ થતી; (ખ) દેશી કેળવણી ખાતે ગ્રંથોત્તેજન બદલની માગણી ખાનગી લેખક તરફથી હુજૂરાજ્ઞા અંક ૨૩૫ તા. ૨૨–૮–૧૮૯૯ અન્વયે કરવાનું ઠર્યું હતું. એ ખાને આવેલી પ્રત વિશેષ ગ્રંથસમિતિના સભ્યો તરફ મોકલાતી, અને એ ખાતાના ઉપરી અધિકારી યોગ્ય રીતે એ રકમનો નિકાલ કરતા.

ત્યાર બાદ એ અમલદારને વિશેષ અધિકાર અપાતાં તેઓ પોતે પોતાના અભિપ્રાય મુજબ અથવા તો સમિતિના એક સભ્યના કે વધુ સભ્યોના અભિપ્રાય મુજબ યોગ્ય નિકાલ કરવાનો વહીવટ દાખલ થયો હતો; (ગ) રાજ્યનાં બીજાં ખાતાંઓના મુખ્ય અધિકારીઓ જરૂરિયાત મુજબ યોગ્ય ગ્રંથની પ્રતો ઉત્તેજનાર્થે ખરીદતા. આ કામ માટે તે ખાતાઓ ખાતે કાંઈ નિયમ કર્યો હોય એમ જણાતું નથી. નાણાંકીય દૃષ્ટીએ એમ જણાય છે કે ખાનગી ખાતાંમાં તથા ઇતર ખાતાંમાં ગ્રંથોત્તેજનના કામે જરૂર પૂરતો ખર્ચ કરવાની સગવડ આપવામાં આવતી. દેશી કેળવણી ખાતાના વાર્ષિક અંદાજપત્રકમાં આ કામે ઠરેલી રકમ દાખલ કરવામાં આવતી. પાછલી સાલોના ખર્ચની હકીકત ઉપરથી એમ માલૂમ પડે છે કે આ ખાતે દર વર્ષે આશરે બે હજાર રૂપિયા ખર્ચાતા. આમ આ કામે સને ૧૯૧૭ સુધીમાં કુલ આશરે સિત્તેર હજાર રૂપિયા સરકારે ખર્ચ્યાં હતા. આ કાંઈ નાનીસૂની રકમ ન ગણાય. આ પ્રકારનું ગ્રંથોત્તેજન ગુજરાતી તથા મરાઠી પુસ્તકો બદલ અપાતું તો પણ અંગ્રેજી કે હિંદી કે દ્વિભાષી ગ્રંથોને પણ ક્વચિત્ અપાતું એમ પણ માલૂમ પડે છે.

તદુપરાંત દેશી કેળવણી ખાતાના પરિપત્રો, વટહુકમો વગેરે છપાવવાની સરળતા થાય તથા કેળવણીના વિષયોની ચર્ચા અને વિગતો શિક્ષકવર્ગને પહોંચે તેટલા માટે ઈ. સ. ૧૮૮૮થી 'કેળવણી' નામક ચોપાનિયું પ્રસિદ્ધ કરવાની તજવીજ દેશી કેળવણી ખાતેથી થઈ હતી. ખર્ચ વગેરે બદલ એ ખાતાએ એ ચોપાનિયા સાથે કશો સંબંધ રાખ્યો ન હતો. એ ચોપાનિયું તો ખાનગી માલિકીનું હતું. શાળા દીઠ તથા ખાતાના નાનામોટા અધિકારી દીઠ એ ચોપાનિયાની એકેક પ્રત તેના પ્રકાશક તરફથી રવાના કરવામાં આવતી. સદર ચોપાનિયાનું વાર્ષિક લવાજમ બે રૂપિયાનું હતું છતાં શાળાખાતા માટે તે પોણા બે રૂપિયાના વિશેષ લવાજમે ખરીદવામાં આવતું. ગ્રામશાળાના મુખ્ય શિક્ષકને તે

અર્ધી કિંમતે અપાતુ શાળાને માટે તે કંટિંજટની રકમમા ખર્ચ પાડી ખરીદાતુ એ ચોપાનિયાના માલિક સ્વ છોટાનાન નરભેરામ ભટ્ટ ઈ સ ૧૮૯૪મા બન્યા હતા તેમણે એના કદની તથા તેમાના વિષયોની લેખનકળામા ઘણો ફેરફાર કર્યો હતો પાછળથી શ્રી કલ્યાણરાય નથુભાઈ જોષી તે ચલાવતા હતા તેનુ લવાજમ ઘટીને સવા રૂપિયો પણ થયુ હતુ. આ રીતે પણ સરકાર તરફથી ગ્રંથોત્તેજનનુ કામ થતુ હતુ, એમ ખુશીથી કહી શકાય

વળી ગાયકવાડ રાજવંશમા થઈ ગયેલી જાણીતી વ્યક્તિઓના જીવનચરિતો લખાવવા તરફ પણ કે ત્રીજા સયાજીરાવ ગાયકવાડનુ લક્ષ દોરાયુ હતુ તેમણે જાહેર હરીફાઈની ખાસ પદ્ધતિથી કે શ્રીમત માતુશ્રી મહારાણી જમનાબાઈ ગાયકવાડનુ જીવનચરિત મરાઠી ભાષામા લખાવ્યુ હતુ અને તે માટે પાચસો રૂપિયાનુ પારિતોષિક મંજૂર થયુ હતુ આ કામે સફળ થયેલા હરીફની કૃતિ પ્રસિદ્ધ પણ થઈ હતી તદુપરાત કે શ્રીમત મોટા સયાજીરાવ મહારાજનુ જીવનચરિત મરાઠી ભાષામા તેમણે તૈયાર કરાવડાવ્યુ હતુ એ ગ્રથ બદલ પણ એના લેખકને પાચસો રૂપિયાનુ મહેનતાણુ આપવામા આવ્યુ હતું, અને તે ગ્રથ બે ભાગમા બહાર પણ પડચો હતો

તદુપરાત તેઓશ્રીએ કેટલાક ચોપાનિયાને તથા કેટલાક ગ્રથોને પણ આર્થિક મદદ ઉત્તેજન દાખલ આપી હતી દાખલા તરીકે, ઈ સ ૧૮૯૨મા મરાઠી ભાષાના 'લેખનકળા' નામક પુસ્તકને માટે ત્રણસો રૂપિયા અપાયા હતા ઈ સ ૧૮૯૩મા મરાઠી ભાષાના 'બૃહત્કથા સાગર'ના લેખ તે એકસો સાડાત્રેપન રૂપિયા આપવામા આવ્યા હતા ઈ સ ૧૮૮૪મા મરાઠી ભાષાના 'ધધાશિક્ષણ' નામક મરાઠી ગ્રથ બદલ એક હજાર રૂપિયા લેખકને અદા થયા હતા

વળી ભાષાભડોળની અભિવૃદ્ધિના હેતુથી કે ત્રીજા સયાજીરાવ

ગાયકવાડે ઉપયુક્ત તજવીજો ઉપરાંત જે કેટલીક પ્રવૃત્તિઓ આદરેલી તેમની ઈ. સ ૧૯૧૨ સુધીની વિગતો હવે અહીં આપવામા આવે છે –

**(૧) ગાયનવાદન ગ્રંથમાળા ·** વડોદરા રાજ્યમા ગાયન શાળાની સ્થાપના કે. શ્રીજી સયાજીરાવ મહારાજે વડોદરા શહેરમા કરી હતી. હિંદભરમા સૌથી પહેલી સ્વરલિપિ (નોટેશન) પદ્ધતિ સ્વ મૌલાબક્ષે દાખલ કરી હતી એના સબધમા ગાયનને લગતા કેટલાક ગ્રથો તેમણે તૈયાર કર્યાં હતા, અને તેમનુ અવસાન થયુ ત્યાર પછી પણ તેમના પુત્રોએ એ કામ ચાલુ રાખ્યુ હતુ એ ગ્રથો વિશિષ્ટ સાહિત્યના વિષયને ઉદ્દેશીને તયાર થયા હતા તેથી ઉત્તેજનાર્થે તેમને સરકાર ખર્ચે છપાવી આપવામા આવ્યા હતા એવા તેર પુસ્તકો પાછળ વડોદરા રાજ્યે લગભગ સાડાચાર હજાર રૂપિયા ખર્ચ્યા હતા કન્યાઓ માટેના 'બાળા સંગીતમાળા' નામક ગુજરાતી તથા મરાઠી ગાયનગ્રથોનો સમાવેશ ઉપર્યુક્ત ગ્રથમાળામા થયો હતો તદુપરાત ગાયનને લગતા સુદર પુસ્તકો પ્રાચીન કાળમા સસ્કૃત ભાષામા છપાઈ તૈયાર થયેના તે પૈકી 'સગીત રત્નાકર' અને 'સગીત પારિજાત' નામક બે ઉપયોગી ગ્રથોનુ ભાષાતર કે વેદશાસ્ત્રસંપન્ન કૃષ્ણશાસ્ત્રી પાસે તૈયાર કરાવવામા આવ્યા હતા અને તે બદલ તેમને છસો રૂપિયાનુ મહેનતાણુ આપવામા આવ્યુ હતુ તદુપરાત 'શર્નાવાદન પાઠમાળા' નામથી વાદનનુ પુસ્તક પણ ત્રણ ભાગમા શાળા ખાતા તરફથી પ્રસિદ્ધ થયુ હતુ, એ પણ નોધપાત્ર છે

**(૨) કન્યા વાચનમાળા** વડોદરા રાજ્યની ગુજરાતી શાળાઓમા વાપરવા માટે સ્વતત્ર વાચનમાળા તૈયાર કરવાની ઇચ્છા કે શ્રીજી સયાજીરાવ ગાયકવાડને થઈ હતી તેથી તેમણે એ કામ માટે વિશેષ વાચનમાળાસમિતિ નીમી હતી તેના પ્રમુખ તરીકે સ્વ ટેઈટ સાહેબ નીમાયા હતા સદરહુ સમિતિએ પૂરો વિચાર કરી અભિપ્રાય આપ્યો તેને અનુસરીને મુબઈ ઇલાકાના વિદ્યાધિકારીને લખાણ કરી તે વખતની

'કેળવણીવાચનમાળા'મા ઘટતા સુધારાવધારા કરવા સદર તેમની પરવાનગી માગવામા આવી હતી પરતુ એ જાતની પરવાનગી મળી નહોતી, અને તેથી સદરહુ સમિતિનુ કામ-કાજ બધ રહ્યુ હતું ત્યારપછી સ્ત્રીકેળવણીનો પ્રચાર કરવાના શુભ હેતુથી રાજ્યમાની કન્યાશાળાઓમા વાપરી શકાય એવી કન્યાવાચનમાળા તૈયાર કરવાની તજવીજ કરવાનુ શ્રીમત મહારાજા સાહેબનુ ફરમાન થયુ હતુ એ કામે નિમાયેલી સમિતિના સભ્યો પૈકી રા રા હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા તથા રા મણિભાઈ જસભાઈ અને રા રા જનાર્દન સખારામ ગાડગિળ મુખ્ય હતા એ સમિતિએ તમામ હકીકતની તપાસ કરી પોતાની યોજના શ્રીમત મહારાજા સાહેબ સર સયાજીરાવ ગાયકવાડને પેશ કરી હતી તે ઉપરથી તેઓશ્રીએ તા ૨૬ ૬ ૧૮૮૯ના રોજે છ હજાર રુપિયાની મજૂરી આપી હતી સદરહુ રકમમાથી નવ ગ્રથો તૈયાર કરવાનુ નક્કી થયુ હતુ, અને તેઓમા દાખલ કરવાના વિવિધ વિષયોને લગતા પાઠો લખી આપવાનુ કામ વિવિધ વિદ્વાનોને સોંપવામા આવ્યુ હતુ વિધવિધ કારણોને લીધે સદર કામ ઢીલમા પડયુ હતું કેટલાક લેખકોએ પોતાના પાઠો મોકલી આપ્યા હતા ત્યારે બીજા કેટલાક લેખકોએ પોતાના પાઠો મોકલ્યા પણ નહોતા રજૂ થયેલા પાઠો પૈકીના જે કેટલાક પાઠો અયોગ્ય જણાયા હતા તેમનો સ્વીકાર થયો નહોતો જે કેટલાક પાઠો ફેરફાર માગતા હતા તે તેમના લેખકો તરફ પાછા મોકલવામા આવ્યા હતા પણ તેમણે પોતાના પાઠોમા ઘટતા ફેરફાર સૂચના મુજબ કરી આપવાની ના પાડી હતી આવી આવી જાતની મુશ્કેલીઓ આ કામે ઉભી થઈ હતી જે પાઠો તૈયાર થઈ આવ્યા હતા તેઓમાના ઘણા પાઠો સુધારી લેવામા આવ્યા હતા, અને ઘણા પાઠો નવેસર ફરીથી લખી નાખવા પડયા હતા આવી રીતે રજૂ થયેલા પાઠોના સબધમા તજવીજ કરવી પડી હતી જે પાઠો તૈયાર થઈ આવ્યા નહોતા તે પાઠો તૈયાર કરવા કરાવવાની તજવીજ કરવાનુ કામ બાકી હતુ આથી બાકી રહેલુ કામ દેશી કેળવણી

ખાતાની કચેરીમા પૂરુ કરી લેનાની ધારણાથી પાછો મ ગાવવામા આવ્યા હતા, પણ તેવુ પણ બની ન શકયુ આથી અમુક વિદ્વાનને એ કામ સુપરત કરી તેને મહેનતાણુ આપી સદર વાચનમાળાના ત્રણે પુસ્તકો તૈયાર કરાવવાનો વિચાર ઉપસ્થિત થયો, અને સ્વ હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાની સાથે એ બાબતમા ઈ સ ૧૯૦૦ ની સાલમા ગોઠવણ કરવામા આવી, અને 'બાળાજ્ઞાનમાળા' એ નામથી ત્રણ ગ્રથો તૈયાર થયા, અને તે છપાઈ બહાર પણ પડયા પરતુ એ વાચન માળા આગળ ન ધપી તે ન જ ધપી અને તે વપરાતી પણ બધ થઈ આવો છે એ કમનસીબ 'કન્યાવાચનમાળા' નો કમનસીબ ઇતિહાસ

(૩) પ્રાચીન કાવ્યમાળા કે ત્રીજા સયાજીરાવ ગાયકવાડ ગાદીનશીન થયા ત્યાર બાદ દશ વર્ષે (ઈ સ ૧૮૮૫ મા) વડોદરા શહેરમાથી 'પ્રાચીનકાવ્યત્રિમાસિક' નામક ચોપાનિયુ પ્રગટ થવા માડયુ હતુ તેના તત્રીઓ તરીકે સ્વ હરગોવિંદદાસ કાંટાવાળા તથા સ્વ નાથાશકર શાસ્ત્રી કામ કરતા હતા તેમાં પ્રાચીન ગુજરાતી કવિઓના અપ્રકટ રહેલા છત્રીસ કાવ્યો બહાર પાડવામા આવ્યા હતા તે વખતે સ્વ હરગોવિંદદાસભાઈ શાળા ખાતાના ઉપરી તરીકે નોકરી કરતા હતા જૂના કવિઓના અનેક ગ્રથો અપ્રકટ અને હસ્તલિખિત રૂપે ગુજરાતભરમા જ્યા ત્યા જળવાઈ રહ્યા હોવાનુ તેમના જાણવામા આવ્યુ હતું તેથી તેમનો ઉદ્ધાર કરવાની જરૂરિયાત તેમણે શ્રી ત્રીજા સયાજીરાવ મહારાજાને સ્વ દીવાન મણિભાઈ જસભાઈ મારફત વાત કરી હતી અને તેમણે એ જાતની સાહિત્યપ્રવૃત્તિની ઉપયોગિતા સ્વીકારી એવા અપ્રકટ ગ્રથો પ્રકટ કરવાના કામે કૃપાવત થઈ પોતાનો ઉદાર હાથ લબાવી તા ૧૩ ૫ ૧૮૮૯ના રોજે બાર હજાર રૂપિયા અનગ કાઢી આપ્યા હતા ત્યારબાદ ત્રણેક મહિને (તા ૧ ૮ ૧૮૮૯થી) એ કામની શરૂઆત થઈ હતી સદરહુ રકમ ત્રણ વર્ષમા આપવાનુ નક્કી થયુ હતુ, અને સદેકમના નોકરોનો તથા છપામણી બધામણી વગેરેનો ખર્ચ

એમાથી કરવાનું ફરમાન થયુ હતું. આ કામે વિશેષ સમિતિની નિમણૂક થઈ હતી એ સમિતિના સભ્યોની તેમ જ વિદ્યાધિકારી સ્વ હરગોવિંદદાસભાઈની જાતદેખરેખ નીચે અને તેમના હુકમને અનુસરીને પ્રાચીન અપ્રકટ કાવ્યો પ્રસિદ્ધ કરવાની વ્યવસ્થા થઈ હતી એ રીતે ત્રણ વર્ષમા અત્યુપયોગી પ્રાચીન કાવ્યોના વીસ પુસ્તકો 'પ્રાચીનકાવ્યમાળા' નામથી પ્રકટ થયા હતા ત્યાર પછી અમુક સારા પ્રાચીન કાવ્યો પ્રકટ કરવાના બાકી રહ્યા હતા ને પ્રસ્તુત રકમ ખર્ચાઈ ગઈ હતી તેથી એ કામે વધુ રકમ મંજૂર કરવાની માગણી વિદ્યાધિકારી સ્વ હરગોવિંદદાસભાઈએ કરી હતી તેથી કૈ શ્રીમત ત્રીજા સયાજીરાવ મહારાજે વધારાના ચાર હજાર રૂપિયા મજૂર કર્યા હતા. એ રકમમાથી પાચ પ્રાચીન કાવ્યો પ્રકટ થયા હતા એ રીતે કુલ સોળ હજાર રૂપિયામાથી કુલ પાત્રીસ પ્રાચીન કાવ્યો સદરહુ ગ્રથમાળામા બહાર પડયા હતા આ બાબતમા વિશેષ જાણવા જેવી ને સતોષની વાત એ છે કે સદરહુ પાત્રીસ પ્રાચીન કાવ્યો વડોદરા રાજ્યના વતની હોય એના જૂના કવિઓએ જ લખેના હતા એવી રીતે પ્રકટ થયેના દરેક ગ્રથની પચાસ પ્રતો શ્રીમત મહારાજા સાહેબને પેશ કરવાનું ઠર્યું હતુ કૈ. ત્રીજા સયાજીરાવ ગાયકવાડના ગુજરાતી ભાષા બદલના મમત્વની અને સાહિત્યશોખની પ્રતીતિ આથી થાય છે એ રીતે સ્વ. દીવાન મણિભાઈ જશભાઈના ભાષાપ્રેમથી તથા સ્વ હરગોવિંદદાસ કાટાવાળાની જાતદેખરેખથી ને ખાસ મહેનતથી તેમજ કૈ ત્રીજા સયાજીરાવ ગાયકવાડની ઉદાર આર્થિક મદદથી પ્રસ્તુત ગ્રથમાળામા અનેક સારા ને ઉપયોગી પ્રાચીન કાવ્યોના ગ્રથો પ્રકટ થઈ શકયા હતા અને ગુજરાતી સાહિત્ય અતિશય સમૃદ્ધ થવા પામ્યુ હતુ તેમ જ હસ્તલિખિત પ્રતોનાં છુટાછવાયા પડી રહેના પ્રાચીનકાવ્યો નષ્ટ થતા ને અનાત અવસ્થામા પડી રહેતા બચી જઈ પુનરુદ્ધાર પામી શકયા હતા. દિલગીરીની વાત તો એ છે કે પ્રસ્તુત પાત્રીસ ગ્રથો પૈકીના ઘણાખરા ગ્રથો અત્યારે તો

અપ્રાપ્ય બની ગયા છે; અને કોઈક જ સંસ્થામાં કે કોઈક જ શોખીન વ્યક્તિના ગ્રંથસંગ્રહમાં તેઓ સચવાઈ રહેલા હોઇ પ્રાપ્ત થઈ શકે તેમ છે. વડોદરા રાજ્યની સાહિત્યપ્રવૃત્તિના ઇતિહાસમાં પ્રસ્તુત 'પ્રાચીન-કાવ્યમાળા' અગ્રસ્થાન ભોગવે છે, એ સ્વાભાવિક છે.

**(૪) શ્રીસયાજી જ્ઞાન-મંજૂષા ગ્રંથમાળા:** વડોદરા રાજ્યના પાટનગર વડોદરામાં 'કલાભવન' નામક સંસ્થાની સ્થાપના કૈ. ત્રીજા સયાજીરાવ ગાયકવાડની ઉદાર કલ્પનાથી થવા પામી ત્યાર બાદ તેમાં વિદ્યાર્થીઓને શાસ્ત્રીય વિષયો શીખવવાના કામે દેશી ભાષામાં લખેલા શાસ્ત્રીય ગ્રંથોની ખામી જણાવા પામી, અને તેથી એવા ઉપયોગી ગ્રંથો તૈયાર કરાવવાની જરૂર વિષે તમામ હકીકત શ્રીમંત મહારાજા સાહેબને પેશ કરવામાં આવી તે ઉપરથી તેઓશ્રીએ તા. ૨૩–૧૧–૧૮૮૮ ના રોજે પચાસ હજાર રૂપિયા જેવી મોટી રકમ મંજૂર કરી હતી, અને તેમાંથી 'શ્રી સયાજી જ્ઞાનમંજૂષા' નામક ગ્રંથમાળાનાં પુસ્તકો પ્રકટ થયાં હતાં. પ્રસ્તુત રકમના વિનિયોગની સાથે સ્વ. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જરનું નામ સદાને માટે સંકળાયેલું છે. સદરહુ સંસ્થા દેશી કેળવણી ખાતાના તાબામાં મુકાઈ ત્યાર બાદ સ્વ. ત્રિ. ક. ગજ્જર વડોદરા છોડી મુંબઈ ગયા. એ પ્રસંગે પ્રસ્તુત 'શ્રી સયાજી જ્ઞાનમંજૂષા' ના સંબંધમાં તપાસણી કરવામાં આવી તેમાં એવું માલૂમ પડયું હતું કે અનેક લેખકો તરફથી પેશ થયેલા હસ્તલિખિત ગ્રંથો બદલ મહેનતાણાનાં નાણાં અદા થવાનાં બાકી રહ્યાં હતાં અને અનેક વ્યક્તિઓને પ્રસ્તુત કામ સોંપાયું હતું. એકંદર પરિસ્થિતિ તથા વસ્તુસ્થિતિ જોતાં એવું જણાયું હતું કે પ્રસ્તુત કામે જે પચાસ હજાર રૂપિયાની મંજૂરી અપાઈ હતી તે પચાસ હજાર રૂપિયા પૈકીના મોટા ભાગના રૂપિયા ખર્ચાઈ ગયા હતા, અને બાકીનું કામ પૂરું કરવાના કામે તે રકમ પૂરતી થઈ રહેશે નહિ. આથી આગળના ગ્રંથો લખાવવાનું તેમ જ તૈયાર ગ્રંથો છપાવવાનું કામ બંધ રાખવાનું ઠર્યું તથા ચાલુ કામો વગેરેનો નિકાલ કરવાની જરૂર જણાઈ

તેથી તે બાબતની ગોઠવણ થઈ. એ વિશેષ કામને માટે હૈ. ત્રીજા સયાજીરાવ ગાયકવાડે કૃપાવંત થઈ તા. ૩-૫-૧૮૯૮ ના રોજે વધારાના પંદર હજાર રૂપિયા મંજૂર કર્યા. એ રીતે પ્રસ્તુત વૈજ્ઞાનિક ગ્રંથમાળાના કામે કુલ પાંસઠ હજાર રૂપિયા મંજૂર થયા હતા તેમાંથી ઈ. સ. ૧૯૦૨ સુધીમાં આશરે સાઠ હજાર સાડાપાંચસો રૂપિયાનો ખર્ચ થયો હતો. કેળવણી ખાતાના ભૂતપૂર્વ અધિકારી સ્વ. છગનલાલ ઠાકોરદાસ મોદીએ વિસનગરથી ઈ. સ. ૧૯૧૨ માં જે પુસ્તિકા પ્રગટ કરી હતી તેમાં સદર રકમના વિનિયોગની આધારભૂત માહિતી આપી છે તે જિજ્ઞાસુની જાણ માટે તથા જળવાઈ રહે એ હેતુથી અહીં સાદ્યંત ઉતારવામાં આવી છે :—

| | |
|---|---|
| "પ્રગટ થયેલાં પુસ્તકો ... ... | ૩૦ |
| સદરનો પારિતોષિકનો ખરચ ... ... | ૭૫૨૮– ૦– ૦ |
| સદરના છપામણી ઇત્યાદીનો ખરચ ... ... | ૧૧૦૩૯– ૩–૧૦ |
| હસ્તલિખિત ગ્રંથો પૂર્ણ અને અપૂર્ણ આવેલા તથા અર્ધા છપાયેલા તે કુલ ... | ૩૫ |
| સદર બદલ કુલ ખરચ ... ... ... | ૧૨૩૧૪– ૪–૧૦ |
| જ્ઞાનમંજૂષા ખાતે ... ... ... | ૬૦૫૫૭-૧૦– ૮ |

કુલ ખરચ થયેલો તેની મુખ્ય ફોડ નીચે પ્રમાણે છે.

| બાબત | રૂપિયા |
|---|---|
| પુસ્તકખરીદીના ... ... ... ... | ૬૦૬૭– ૬– ૬ |
| મેહેકમ ... ... ... ... | ૮૩૯૬– ૮– ૨ |
| સભામણી ખરચ ... ... ... ... | ૧૯૫૨૧–૧૦– ૮ |
| છપામણી ખરચ ... ... ... ... | ૨૨૯૭૭– ૨– ૧ |
| ડિક્ષનેરી કોશ ... ... ... ... | ૨૪૦૪– ૫– ૫ |
| પરચુરણ ખરચ ... ... ... ... | ૧૧૯૦– ૯–૧૦ |
| | ૬૦૫૫૭-૧૦– ૮ |

પ્રસ્તુત 'શ્રી સયાજી જ્ઞાનમંજૂષા' નામક વૈજ્ઞાનિક ગ્રંથમાળાનું તમામ કામ બંધ કરી દેવામાં આવ્યું હતું તેથી તમામ હસ્તલિખિત ગ્રંથો તેમ જ અધૂરા છપાયેલા કેટલાક ગ્રંથો એમ ને એમ પડી રહ્યા હતા. કોઈ લેખક પોતાનું પુસ્તક પોતે થઈને છપાવવાના હેતુથી પોતાની હસ્તલિખિત પ્રત માગતો તે તેને પાછી સોંપવાનું અને તેને અપાયેલા મહેનતાણાના બદલામાં તેના પ્રસિદ્ધ ગ્રંથની પચાસ નકલો સરકાર ખાતેથી ખરીદવાનું ઠર્યું હતું. સદરહુ વિશેષ પ્રકારની અને અનન્ય શાસ્ત્રીય ગ્રંથમાળાનો વિગતવાર તથા રસિક ઇતિહાસ આ પ્રકારનો છે. વડોદરા રાજ્યની સાહિત્યપ્રવૃત્તિના આદ્ય ઇતિહાસમાં સદરહુ વૈજ્ઞાનિક ગ્રંથમાળા બીજું સ્થાન ભોગવે, એ સ્વાભાવિક છે.

**(૫) સંસ્કૃત ગ્રંથમાળા :** તદુપરાંત ગૌણ ગણી શકાય એવી પાંચેક સાહિત્યપ્રવૃત્તિઓનો અછડતો ઉલ્લેખ પણ અહીં કરવાનું યોગ્ય ગણાય તેમ છે. તેઓમાં વિશેષ મહત્ત્વની સંસ્કૃતગ્રંથમાળાની સિદ્ધિ છે. આ બાબતમાં હકીકત એ છે: કે રાજ્યના દેશી કેળવણી ખાતા મારફત સ્વ. સાક્ષરશ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ ઉત્તર ગુજરાતમાંના રાજ્યના તાબામાંના પાટણ ખાતેના જૈન ભંડાર વગેરેમાં સંગ્રહાયેલા કેટલાક ઉપયોગી સંસ્કૃતગ્રંથોની હસ્તલિખિત પ્રતોનાં ભાષાંતર કરી આપ્યાં હતાં. ત્યાર પછી અમુક મુદતને માટે તેમને ઠરેલા માસિક પગારથી રોકી તેમની પાસે આ કામ કરાવવાની માગણી તેમણે કરી તેથી તેમ જ સ્વ. યશવંત વાસુદેવ આઠલ્યે વગેરેનો અનુકૂળ અભિપ્રાય થયો. તેથી તેમને વડોદરામાં ખાસ મહેકમ સાથે માસિક ત્રણસો રૂપિયાના પગારથી રાખી લેવામાં આવ્યા. તેમણે તા. ૧-૧૨-૧૮૯૩ થી તા. ૬-૬-૧૮૯૫ સુધી વડોદરે રહી આ કામ કર્યું. સદરહુ દોઢેક વર્ષ દરમ્યાન તેમણે જુદાં જુદાં એકવીસ સંસ્કૃતપુસ્તકોનું સંશોધન કર્યું, અને તે વખતે આશરે સાડાસાત હજાર રૂપિયાનો ખર્ચ થયો. ત્યાર બાદ સ્વ. મણિલાલભાઇ નોકરીમાંથી છૂટા થયા અને એ કામ બંધ થયું તેથી વડોદરા રાજ્યના

વિદ્યાધિકારીની કચેરીમાં તૈયાર હસ્તલિખિત પ્રતો સોંપી દેવામાં આવી. એવા હસ્તલિખિત ગ્રંથો પૈકીના 'અનેકાંતવાદ પ્રવેશ' અને 'યોગબિંદુ' તથા 'કુમારપાળ ચરિત્ર' નામક ત્રણ ગ્રંથોની પ્રસિદ્ધિના કામે સ્વ. અમૃતરામ શાસ્ત્રીને રોકવામાં આવ્યા અને તે ગ્રંથો પ્રકટ પણ થયા. જે હસ્તલિખિત પ્રતો પડી રહી હતી તે વિદ્યાધિકારી કચેરીમાં સાચવી રાખવામાં આવી હતી. તદુપરાંત 'શ્રાવણમાસ દક્ષિણા ભંડોળ' નામક ખાસ રકમ મંજૂર થયેલી તેનો ઉપયોગ કરવાના શુભ આશયથી વિવિધ પાંચ વિષયોના નિબંધો જાહેર હરીફાઈથી લખાવી દરેક નિબંધ બદલ પાંચસો રૂપિયા લેખે મહેનતાણું આપવાનું ઠરી એકંદરે અઢી હજાર રૂપિયા મંજૂર કરવામાં આવ્યા હતા, અને તે બાબતની જાહેરાત તાઃ ૧૬-૮-૧૮૯૨ના રોજે બહાર પડી હતી. તે ઉપરથી વિવિધ આઠ વિદ્વાનોએ પોતાના નિબંધો રજૂ કર્યો હતા, અને તેઓની તપાસણી થઈ તેઓમાંના પાંચ નિબંધો સ્વીકારાયા હતા. એ કામે આશરે બારસો કલદાર રૂપિયાનો અને એકસો બાબાશાહી રૂપિયાનો ખર્ચ થયો હતો.

**( ૬ ) હિંદુ ધર્મશાસ્ત્ર ગ્રંથમાળા :** કૈ. શ્રીમંત ત્રીજા સયાજીરાવ ગાયકવાડે પોતાના રાજ્યકારભારની શરૂઆતમાં 'કાયદા સમિતિ' નીમી હતી તેને હિંદુ ધર્મશાસ્ત્રનાં પુસ્તકો તૈયાર કરવાની કામગીરી સોંપી હતી. પરંતુ તા. ૩-૨-૧૮૯૯ ના હજૂરહુકમ અંક ૧૧૬ થી સદરહુ સમિતિ બરખાસ્ત કરવામાં આવી અને તેથી એ સમિતિની દેખરેખ તળે જે ગ્રંથો તૈયાર કરવામાં આવેલા તે ગ્રંથોની બાબતમાં રાજાજ્ઞા અંક ૬૮ તા. ૧૮-૨-૧૮૯૯ની થઇ તે અન્વયે સદર ગ્રંથોના પ્રકાશનનું કામ કેળવણીખાતે સોંપવામાં આવ્યું હતું. ત્યાર બાદ આ જાતનું નવું કામ કરાવવાનું બંધ રાખવા તથા થયેલું અધૂરૂં કામ પૂરૂં કરાવી લેવા બદલ શ્રીમંત મહારાજા સ્વ. ત્રીજા સયાજીરાવ ગાયકવાડે તા. ૨૧-૬-૧૮૯૯ના રોજે આજ્ઞા ફરમાવી હતી. તેના આધારે હિંદુ ધર્મશાસ્ત્રને લગતા જે ગ્રંથો ભાષાંતરરૂપે તૈયાર થયા હતા તેમનું સંશોધન

કરી તેમનું પ્રકાશન કરવાના કામે તા. ૧-૭-૧૮૯૯ થી સ્વ. અમૃતરામ શાસ્ત્રીની નિમણૂક કરવામાં આવી હતી. પૂર્વોક્ત 'કાયદા સમિતિ' એ દેશી કેળવણી ખાતાને જે સાત પુસ્તકોનું કામ સોંપ્યું હતું તે પૈકીના 'વિવાદ તાંડવ' તથા 'દત્તક ચંદ્રિકા' અને 'નિર્ણય સિંધુ (પરિચ્છેદ ૧ થી ૩)' નામક ગ્રંથો છપાઇ પસિદ્ધ પણ થયા હતા. પરંતુ 'સંસ્કાર કૌસ્તુભ' નામક ગ્રંથ છપાતો હતો અને 'દત્તકમીમાંસા' નામક હસ્તલિખિત ગ્રંથ છપાવવાનું કામ બાકી હતું તથા 'વીરમિત્રોદય' નામક હસ્તલિખિત ગ્રંથ છપાવવાનું કામ બંધ રાખવામાં આવ્યું હતું. સદરહુ સાત પુસ્તકો પૈકીનાં પાંચ પુસ્તકો બદલ આશરે ત્રણ હજાર રૂપિયાનું મહેનતાણું આપવામાં આવ્યું હતું. તદુપરાંત લગભગ ઈ. સ. ૧૯૦૨ના અરસામાં સદરહુ શ્રીમંત મહારાજા સાહેબે 'દાનચંદ્રિકા' નામક સંસ્કૃત ગ્રંથનું ભાષાંતર તે વખતના શ્રી. શંકરરાવ મોરોપંત રાનડે પાસે કરાવવાનું તથા તે વખતના વે. શા. સં. ભીખાચાર્ય અને શ્રી બદરીનાથ શાસ્ત્રી પસંદ કરે તે કર્મકાંડનાં ગ્રંથોનાં ભાષાંતર કરાવવાનું ફરમાવ્યું હતું. ઉત્તરોક્ત બંને શાસ્ત્રીઓએ અનુક્રમે 'આચારમયૂખ' નામક તથા 'નારાયણભટ્ટી પ્રયોગ' નામક ગ્રંથની પસંદગી કરી હતી. વળી શ્રી. વાસુદેવ શાસ્ત્રી અભ્યંકરે અને શ્રી. ચંદોરકરે ભેગા મળીને શ્રી. શંકરાચાર્યકૃત "બ્રહ્મસૂત્રભાષ્ય"નું મરાઠી ભાષાંતર કર્યું હતું તે ચાર ભાગ રૂપે પ્રકટ થયું હતું અને સ્વ. આનંદશંકર બા. ધ્રુવે શ્રી. રામાનુજાચાર્યકૃત "બ્રહ્મસૂત્રભાષ્ય (શ્રી ભાષ્ય)"નું ગુજરાતી ભાષાંતર કર્યું હતું તે બે ભાગ રૂપે બહાર પડયું હતું. સદર બંને ગ્રંથોનાં વખાણ નિષ્ણાત પંડિતો તરફથી મુક્તકંઠે આજે યે થાય છે. તદુપરાંત સ્વ. આનંદશંકર બા. ધ્રુવ પાસે 'ધર્મશિક્ષણ', 'ધર્મવર્ણન' 'વેદધર્મ,' 'હિંદુધર્મની બાળપોથી' વગેરે જેવાં કેટલાંક પુસ્તકો પણ શાળાખાતાએ તૈયાર કરાવ્યાં હતાં, એ પણ ખાસ નોંધપાત્ર હકીકત છે.

(૭) **દેશી રમત ગ્રંથમાળા :** કે. શ્રીમંત ત્રીજા સયાજીરાવ

મહારાજની ખાસ ઇચ્છાથી સ્વ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈએ 'સચિત્ર દેશી રમતો' નામક ગુજરાતી ગ્રંથ તૈયાર કર્યો હતો, અને તે પ્રસિદ્ધ પણ થયો હતો. હવે તો એ અપ્રાપ્ય બની ગયો છે. ત્યારપછી મહારાષ્ટ્રની દેશી રમતોનો ગ્રંથ મરાઠી ભાષામાં તૈયાર કરાવવાનું મન તેઓશ્રીને થયું તેથી એવો સંગ્રહ તૈયાર કરાવવા તા. ૧૭-૧-૧૮૯૫ની ૭૫૦ અનુક્રમાંકની રાજાજ્ઞા થઈ હતી, અને તે બદલ મહેનતાણાના ફલદાર ચાર હજાર રૂપિયા મંજૂર થયા હતા. મહારાષ્ટ્રમાં રમાતી વિવિધ દેશી રમતોને લગતી આધારભૂત માહિતી મેળવવાને કોઈ ખાસ માણસને રોકવાની જરૂર ઊભી થઈ તેથી સ્વ. ગોવિંદ મંગેશ કાલેલકરને એ કામે પસંદ કરી માસિક પગારના ધોરણે નીમી તેમને મહારાષ્ટ્ર તરફ ખાસ આ જ કામગીરીએ મોકલવામાં આવ્યા. તેમણે જે દેશી રમતોની વિગતો જાતમહેનતથી ભેગી કરી તેમને ગ્રંથરૂપે સંકલિત કરી આપી હતી. સદરહુ બંને વિશિષ્ટ ગ્રંથોમાં છાપવાનાં ચિત્રો બદલ જરૂરી છબીઓ પાડવાનું કામ સ્વ. છ. દા. મોદીએ તથા શ્રી 'ધુધવારકર' નામક કલાકારે સાથે મળીને કર્યું હતું, અને તે બદલનું આગળનું કામ પૂર્વોક્ત અધિકારીએ સંભાળ્યું હતું. શ્રી. કાલેલકરે જે હસ્તલિખિત પ્રત તૈયાર કરી હતી તેને તપાસી જોવાનું તથા તેમાં દાખલ કરવા જેવા જરૂરી સુધારાવધારા સૂચવવાનું કામ અને તે છપાઈ પ્રસિદ્ધ થાય ત્યાંસુધીનું તમામ કામ 'અનંત દેવધર' નામક ગૃહસ્થને સોંપવામાં આવ્યું હતું. એ રીતે સદર પ્રકારની ગ્રંથમાળામાં પ્રસ્તુત બે વિશિષ્ટ ગ્રંથોનો સમાવેશ થયો હતો. આજે પણ એ બંને પુસ્તકો અપ્રાપ્ય જેવાં બની ગયાં છે, એ દિલગીરીની વાત છે. તેઓ પુનર્મુદ્રણ માગે છે, એ નિર્વિવાદ છે.

(૮) **આરોગ્યગ્રંથમાળા :** કૈ. શ્રીમંત ત્રીજા સયાજીરાવ ગાયકવાડે વડોદરા રાજ્યમાં આરોગ્યખાતું વર્ષો પૂર્વે સ્થાપ્યું હતું તેના ઉપરી અધિકારીને 'સેનિટરી કમિશનર' કહેવામાં આવતા હતા.

રાજ્યના પ્રજાવર્ગને આરોગ્યના સંબંધમાં જરૂરી માહિતી અને સૂચનાઓ મળે, એ સદ્દેતુથી તેઓશ્રીએ એ ખાતેથી લોકોપયોગી સાહિત્ય પ્રસિદ્ધ કરવાનું ફરમાન કર્યું હતું. તદનુસાર એ અમલદારે 'બાળસંરક્ષણ' તથા 'પાણી' અને 'જ્વર' નામક વિધવિધ લઘુ પુસ્તિકાઓ પ્રકટ કરી હતી. વડોદરા રાજ્યની એ સાહિત્યપ્રવૃત્તિ પણ રાજ્યને જેશ અપાવે તેવી ગણાય. ઉપર મુજબની વિગતો પરત્વે એમ જણાઈ આવે છે કે કૈ. શ્રીમંત ત્રીજા સયાજીરાવ ગાયકવાડે ઈ. સ. ૧૯૧૨ સુધીમાં લગભગ અઢી લાખ રૂપિયાના ખર્ચે વિવિધ પ્રકારની સાહિત્યપ્રવૃત્તિઓ આદરી દેશી ભાષાના સાહિત્યમાં ખૂબ મહત્ત્વનાં પુસ્તકોનો ઉમેરો કર્યો હતો.

**(૯) શ્રી સયાજી સાહિત્યમાળા :** ઈ. સ. ૧૯૧૨ની સાલે વડોદરા શહેરમાં 'ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ' ભરાઈ હતી તે પ્રસંગે કૈ. ત્રીજા સયાજીરાવ મહારાજે કહ્યું હતું કે "આ વિચારો આપણે આપણી માતૃભાષાદ્વારા જનસમાજ સમક્ષ મૂકીશું તેથી ગામડાં, કસ્બા તેમ જ શહેરોનાં ગમે તે ધંધો કરતાં સામાન્ય કોટીનાં સ્ત્રીપુરુષોને આ સાહિત્યસમૃદ્ધિનો લાભ મળશે. આ હેતુથી ખાનગીની રકમમાંથી હું બે લાખ રૂપિયાની રકમ જુદી કાઢવાનું ફરમાવું છું. તેના વ્યાજનો ઉપયોગ આ કાર્ય માટે થશે." ત્યારપછીનાં પાંચ વર્ષો દરમ્યાન ગ્રંથ-પ્રકાશનનું પૂર્વનું કામ ચાલુ રહ્યું હતું; પણ એ કામ બહુ જ ધીમે ધીમે થતું હતું. તેથી તેઓશ્રીએ વિદ્યાધિકારી કચેરીના અંગે ભાષાંતર શાખા સ્થાપી એ કામને વેગ આપવાનું ફરમાવ્યું. તા. ૧-૮-૧૯૧૭ના રોજથી સદરહુ શાખાનું કામકાજ શરૂ થયું. એ વખતે વિદ્યાધિકારીના ભાષાંતર મદદનીશ તરીકે સ્વ. જયસુખરાય પુરુષોત્તમરાય જોષીપુરાની અને શાખાના ચિટનીસ તરીકે શ્રી. ભરતરામ ભાનુસુખરામ મહેતાની નિમણૂક થઈ. તેમણે 'શ્રી. સયાજી સાહિત્યમાળા' તથા 'શ્રી સયાજી બાલ-જ્ઞાનમાળા' નામક બે ગ્રંથમાળાઓનાં વિવિધ પુસ્તકો તૈયાર કરાવી

છપાવી પ્રસ્ટ કરાવવા માડયા જરા પાછળથી સ્વ ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતાને સ્વ જોષીપુરાના મદદનીશ તરીકે થોડી મુદ્દત પૂરતા નીમવામા આવ્યા હતા એ શાખાના નામમાત્રને વ્યવસ્થિત રૂપ આપવાની બાબતમા તે વખતના વિદ્યાધિકારી સ્વ એ બી ક્લાર્કસાહેબે બહુ કીમતી ફાળો આપ્યો હતો સદરહુ કીમતી દેણગીના વ્યાજમાથી ગુજરાતી તથા મરાઠી અને હિંદી ભાષાના ગ્રથો પ્રકટ કરવામા આવતા હતા અને તેમની પ્રસિદ્ધિનુ કામ ખાતાએ સ્વીકારેલા વિવિધ પ્રકાશકો તરફથી થતુ હતુ. પછીથી શ્રી જ પુ જોષીપુરા નોકરીમાથી છૂટા થતા શ્રી ભરતરામ ભાનુસુખરામ મહેતાએ થોડી મુદ્દત સુધી ભાષાતર મદદનીશ તરીકે કામ કર્યું હતુ અને તેમની પાસેથી કામકાજ શીખી લઈ તૈયાર થયેલા શ્રી મજુલાલ રણછોડલાલ મજમુદારે પોતાનું કામ સભાળી લીધુ ત્યારબાદ શ્રી ભરતરામની બદલી શિક્ષણના કામે થઈ હતી તેમની જગાએ શ્રી ચિમનલાલ ભોગીલાલ ગાધી ('વિનિત્સુ')એ તથા સ્વ રામરાવ માર્તંડ ભાગુરકરે કામ કર્યું હતુ પછીથી સને ૧૯૩૧મા ભાષાતર શાખાનું કામ વિદ્યાધિકારી કચેરીમાથી ખસેડી ડૉ વિનયતોષ ભટ્ટાચાર્યની દેખરેખ નીચે પ્રાચ્ય વિદ્યામદિરની કચેરીમા લઈ જવામા આવ્યું હતું આ કામ સાથે સ્વ ન શિ શાસ્ત્રીનુ અને શ્રી ભાઈલાલ પ્રભાશકર કોઠારીનું તથા શ્રી યોગીન્દ્ર જગન્નાથ ત્રિપાઠીનુ નામ સકળાયેલુ છે તમણે પણ પ્રસ્તુત ગ્રથમાળાનુ કામ ચાલુ રાખી સારી કામગીરી બજાવી હતી શ્રી મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી ઑફ બરોડા' તરફથી પ્રાચ્ય વિદ્યામદિરની ભાષાતર શાખાએ તૈયાર કરી હાલમા જ પ્રકટ કરાવેલી પુસ્તકસૂચિ ઉપરથી એમ જણાય છે કે પ્રસ્તુત ગ્રથમાળામા ઈ સ ૧૯૫૦ સુધીમા એકદરે ૩૧૩ ગ્રથો બહાર પડ્યા હતા વડોદરા રાજ્યની સાહિત્યપ્રવૃત્તિના ઇતિહાસમા સદર ગ્રથમાળા ત્રીજુ સ્થાન ભોગવે એ કુદરતી છે

(૧૦) **'શ્રી સયાજી બાલજ્ઞાનમાળા'** ઉપર્યુક્ત અંક

(૮)મા જણાવેલી તમામ હકીકત આ ગ્રંથમાળાને પણ લાગુ પડે છે, કેમ કે એ પ્રવૃત્તિ પણ તેની સાથે સાથે જ ચાલતી હતી ઉપર જણાવેલી ગ્રંથસૂચિ જોતા એમ માલૂમ પડે છે કે સદર ગ્રંથમાળામા ઈ સ ૧૯૪૯ સુધીમા કુલ ૧૯૪ ગ્રંથો પ્રગટ થયા હતા આ ગ્રંથમાળા પણ વડોદરા રાજ્યની સાહિત્યપ્રવૃત્તિના ઇતિહાસમા ચોથુ સ્થાન ભોગવે તેવી કુદરતી રીતે નીવડેલી છે

**(૧૧) શ્રી સયાજી ગ્રામવિકાસમાળા** ઉપર્યુક્ત મહત્ત્વની એ ગ્રંથમાળાના પ્રકાશનના કામ ઉપરાત પૂર્વોક્ત ભાષાતર શાખા તરફથી ગ્રામજનોને માટે આ ગ્રંથમાળા પ્રકટ કરવાની તજવીજ પણ થઈ રહી છે અને તેમા ગ્રામવિકાસને લગતા વિવિધ વિષયો સબધી કુલ ૧૬ પુસ્તકો ઈ સ ૧૯૫૦ સુધીમા પ્રસિદ્ધ થયેલા છે, એવુ પૂર્વોક્ત ગ્રંથસૂચિના આધારે કહી શકાય તમ છે વડોદરા રાજ્યની સાહિત્ય પ્રવૃત્તિઓના ઇતિહાસમા સદર ગ્રંથમાળા ચોથુ સ્થાન ભોગવે એ સ્વાભાવિક છે

**(૧૨) શ્રી માતુશ્રી જમનાબાઇ સ્મારક ગ્રંથમાળા** તદુપરાત એ જ ભાષાતર શાખા તરફથી આ ગ્રંથમાળામા મરાઠી ભાષામા લખાયેલા બે ગ્રંથો અત્યાર સુધીમા બહાર પડેલા છે એમ પણ એ ગ્રંથસૂચિ જોતા માલૂમ પડે છે આટલો છે ગુજરાતી-મરાઠી-હિંદીગ્રંથ પ્રકાશનની પ્રવૃત્તિનો ટૂકો ઇતિહાસ

**(૧૩) ગાયકવાડ પ્રાચ્યવિદ્યાગ્રંથમાળા** કે ત્રીજા સયાજીરાવ ગાયકવાડે પોતાના રાજમહેલમાના તમામ પુસ્તકો લોક હિતાર્થે પ્રજાને સમર્પી દઈ સને ૧૯૧૦મા વડોદરા શહેરમા 'સેટ્રલ લાયબ્રેરી' નામથી મધ્યવર્તી પુસ્તકાલય સ્થાપ્યુ ત્યારપછી તુરત જ તેઓશ્રીને વડોદરામા એ જ સસ્થાના અગે ખાસ સસ્કૃત ગ્રંથાલય સ્થાપવાની ઈશ્વરી પ્રેરણા મળી અને તેઓશ્રીએ વડોદરામાના 'વિદ્વત

એ હકીકત ભૂલવા જેવી નથી. તેમના અસીમ ભાષાપ્રેમની પ્રતીતિ બહુ-ભાષાકોશ'થી મળી રહે છે. આખી દુનિયામાં આદર્શ અને અનન્ય ગણાઈ ગયેલો વેબ્સ્ટરનો અંગ્રેજી શબ્દકોશ તેઓશ્રીના જોવામાં આવતાં તેમણે એ જ ધાટીએ અંગ્રેજી, ગુજરાતી, મરાઠી, હિંદી અને બંગાળી ભાષાના શબ્દો સાથેનો બહુભાષાશબ્દકોશ તૈયાર કરી પ્રસિદ્ધ કરવાનું ફરમાન પચાસેક વર્ષો પૂર્વે કર્યું હતું અને સ્વ. ત્રિ. ક. ગજ્જર જેવા પ્રખર વિદ્વાનોના હાથે તે કામ ચાલુ પણ થયું હતું. પરંતુ થયેલો ખર્ચ અને થયેલું કામ જોતાં તે પાછળથી અતિશય ખર્ચાળ હોવાનું તેમને લાગ્યું હતું તેથી તેમણે એ કામ બંધ કરાવ્યું હતું. એની હસ્તલિખિત પ્રત કલાભવનમાં વર્ષો સુધી સાચવી રાખવામાં આવી હતી, અને વિદ્યાધિકારી કચેરીની ભાષાંતર શાખા સ્થપાઈ ત્યારે તે એ કચેરીમાં લાવી સાચવી રાખવામાં આવી હતી તથા પાછળથી પ્રાચ્ય વિદ્યામંદિરમાં એ શાખા ખસેડાઈ તે વખતે તેને એ સંસ્થાની કચેરીમાં લઈ જવામાં આવી હતી. હાલ તે ત્યાં જ સચવાઈ રહી છે. એ કૈ. ત્રીજા સયાજીરાવ ગાયકવાડના અપૂર્વ સ્મારક તરીકે હોવાનું જરૂર કહી શકાય તેમ છે. પરંતુ એ અમૂલ્ય શબ્દકોશ અધૂરો અને અપ્રસિદ્ધ જ રહ્યો છે એ ખરેખર દિલગીરીની વાત છે.

અતિસુખશંકર ક. ત્રિવેદી તથા સ્વ. મણિલાલ ગો. ઝાલા તેમને એ કામે મદદ કરતા હતા. એ સંસ્થા તરફથી સને ૧૯૧૮થી સને ૧૯૨૨ સુધીનાં પાંચ વર્ષો દરમ્યાન ચાર અંગ્રેજી ગ્રંથો 'ધી ગાયકવાડ્ઝ સ્ટડીઝ ઇન રિલીજિયન ઍન્ડ ફિલોસોફી' નામક ગ્રંથમાળામાં પ્રસિદ્ધ થયા હતા. પરંતુ એ પ્રવૃત્તિને જોઈએ તેટલું ઉત્તેજન ન મળ્યું. તેથી તેને બંધ કરી દેવામાં આવી. વડોદરાનરેશ એ રીતે હતાશ થયા હોવા છતાં તેમના મગજમાં ધર્મોદ્ધારની આ પ્રવૃત્તિનો પુનરુદ્ધાર કરવાનો વિચાર તો સતત ઘોળાયા જ કરતો હતો. આથી ત્યારબાદ ચૌદ વર્ષે સને ૧૯૩૬માં તેઓશ્રીએ એ જ નામથી એ પ્રવૃત્તિ ફરીથી ચાલુ કરવાનું ફરમાન કર્યું અને તેનું સંચાલન કરવાનું કામ 'ડૉ. અલી' નામક વિદ્વાનને સોંપ્યું. તેમણે જે ગ્રંથમાળાની સ્થાપના કરી હતી તેમાં બે-ત્રણ પુસ્તકો પ્રસિદ્ધ થયાં હતાં. તદુપરાંત ધર્મોદ્ધારના સદ્હેતુથી શ્રી મંગેશ કમલાકર નાડકર્ણી' નામક ગૃહસ્થની નિમણૂક 'ધર્માધિકારી' તરીકે કે. સયાજીરાવે કરી હતી; અને શ્રી નાડકર્ણી વિવિધ સ્થળે ધર્મને લગતાં વ્યાખ્યાનો આપતા હતા તે પૈકીનાં કેટલાંક વ્યાખ્યાનો પુસ્તકા-દ્વારે પ્રસિદ્ધ પણ થયાં હતાં. આથી વડોદરા રાજ્યની સાહિત્યપ્રવૃત્તિ-ઓમાં પ્રસ્તુત ગ્રંથમાળા પણ આગળ પડતું સ્થાન ભોગવવા પાત્ર છે.

(૧૫) બહુભાષાશબ્દકોશ : વડોદરા રાજ્યની સાહિત્ય-પ્રવૃત્તિઓના ઇતિહાસમાં ખાસ ઉલ્લેખ માગી લેતા પ્રકીર્ણ ગ્રંથોનો અછડતો નિર્દેશ અહીં કર્યા વગર ચાલે તેમ નથી. તેઓમાં શબ્દકોશોને અગ્રસ્થાન આપવું ઘટે છે. કે. ત્રીજા સયાજીરાવ મહારાજાની પોતાની માતૃભાષા મરાઠી હતી છતાં પણ પોતાનું સમગ્ર રાજ્ય ગુજરાત-સૌરાષ્ટ્રમાં પ્રસરેલું હતું તેથી તેઓશ્રીએ સને ૧૯૧૨ની સાલમાં ગુજરાતી ભાષાને જ રાજ્યભાષા તરીકે અપનાવી હતી તેમ જ રાજ્ય તરફથી પ્રસિદ્ધ થતાં આજ્ઞાપત્રિકા, ગ્રંથો વગેરેમાં ગુજરાતી લિપિને બદલે દેવનાગરી લિપિ વાપરવાનું ફરમાન છેક સને ૧૮૭૨ની સાલમાં કર્યું હતું,

એ હકીકત ભૂનના જેવી નથી તેમના અસીમ ભાષાપ્રેમની પ્રતીતિ બહુ-ભાષાકોશ'થી મળી રહે છે આખી દુનિયામા આદર્શ અને અનન્ય ગણાઈ ગયેલા વેબ્સ્ટરનો અગ્રેજી શબ્દકોશ તેઓશ્રીના જોવામા આવતા તેમણે એ જ ધાગીએ અગ્રેજી, ગુજરાતી, મરાઠી, હિંદી અને બગાળી ભાષાના શબ્દો સાથેનો બહુભાષાશબ્દકોશ તૈયાર કરી પ્રસિદ્ધ કરવાનુ ફરમાન પચાસેક વર્ષો પૂર્વે કર્યુ હતુ અને રા ત્રિ ક ગજ્જર જેવા પ્રખર વિદ્વાનોના હાથે તે કામ ચાલુ પણ થયુ હતુ પરતુ થયેલો ખર્ચ અને થયેલુ કામ જોતા તે પાછળથી અતિશય ખર્ચાળ હોવાનુ તેમને લાગ્યુ હતુ તેથી તેમણે એ કામ બધ કરાવ્યુ હતુ એની હસ્તલિખિત પ્રત કલાભવનમા વર્ષો સુધી સાચવી રાખવામા આવી હતી, અને વિદ્યાધિકારી કચેરીની ભાષાતર શાખા સ્થપાઈ ત્યારે તે એ કચેરીમા લાવી સાચવી રાખવામા આવી હતી તથા પાછળથી પ્રાચ્ય વિદ્યામદિરમા એ શાખા ખસેડાઈ તે વખતે તેને એ સસ્થાની કચેરીમા લઈ જવામા આવી હતી હાલ તે ત્યા જ સચવાઈ રહી છે એ કૈ શ્રીમ સયાજીરાવ ગાયકવાડના અપૂર્વ સ્મારક તરીકે હોવાનુ જરૂર કહી શકાય તેમ છે પરતુ એ અમૂલ્ય શબ્દકોશ અધૂરો અને અપ્રસિદ્ધ જ રહ્યો છે એ ખરેખર દિલગીરીની વાત છે

(૧૬) **શ્રી. સયાજી વૈજ્ઞાનિક શબ્દસગ્રહ** પૂર્વોક્ત શ્રી સયાજી સાહિત્યમાળામા તથા જ્ઞાનજ્ઞાનમાળામા વિવિધ વિજ્ઞાનો લગતા ગ્રથો દેશી ભાષામા પ્રસિદ્ધ કરવાનુ કામ ચાલતુ હતુ તે વખતે તમામ ગ્રથોમા એકધારા શબ્દપ્રયોગ થાય એ ઇષ્ટ જણાયુ હતુ તેથી એવો વૈજ્ઞાનિક શબ્દસગ્રહ શરૂઆતમા તો 'ફક્ત નમૂના દાખલ' પ્રસિદ્ધ કરવાનુ ઠરાવવામા આવ્યુ હતુ. વિદ્યાધિકારીના ભાષાતર મદદનીશ રા જ પુ જોષીપુરાએ તથા તેમના મદદનીશ રા ભાનુસુખરામ નિ મહેતાએ ભેગા મળીને એ કામ ઉપાડયુ હતુ બગાળી સાહિત્ય પરિષદ તરફથી બગાળી ભાષામા વૈજ્ઞાનિક શબ્દસગ્રહ પ્રસિદ્ધ

થયો હતો તેના અને કાશીની નાગરી પ્રચારિણી સભા તરફથી હિંદીમાં એવો જ શબ્દસંગ્રહ પ્રકટ થયો હતો તેના આધારે તેમણે 'શ્રી સયાજી વૈજ્ઞાનિક શબ્દસંગ્રહ' એ નામથી લઘુગ્રંથ સંપાદિત કર્યો હતો, અને સરકારી ખર્ચે વિદ્યાધિકારી કચેરી તરફથી તે પ્રકાશિત થયો હતો. તે 'ફક્ત નમૂના દાખલ' પ્રસિદ્ધ થયો હતો. એ કામ આગળ ચલાવવાની ધારણા પણ સેવાઈ હતી; પણ અનેક કારણોને લીધે તે ચાલુ રહી શક્યું નહોતું, એ દિલગીરીની વાત છે. આજે તો એ લઘુગ્રંથ અપ્રાપ્ય પણ બની ગયો છે, એ શોચનીય હકીકત છે. ખેર!

(૧૭) **શ્રી સયાજી શાસનશબ્દકલ્પતરુ**: કૈ. શ્રીમંત ત્રીજા સયાજીરાવ ગાયકવાડે રાજ્યવહીવટનાં ખાતાંમાં વાપરવાલાયક વિવિધ શબ્દોનો સંગ્રહ તુલનાત્મક દૃષ્ટિએ કરવાનું કામ વિશેષ સમિતિને સોંપ્યું હતું અને તેના પરિશ્રમના પરિણામમાં અસલના 'બહુભાષા-શબ્દકોશ'ની ધાટીએ શબ્દકોશ તૈયાર થયો હતો તે 'શ્રી સયાજી-શાસનશબ્દકલ્પતરુ' નામથી ન્યાયમંત્રી કચેરી તરફથી પ્રસિદ્ધ થયો હતો. એ મહામૂલો શબ્દકોશ પણ તેઓશ્રીના સાહિત્યશોખને જેબ આપાવે તેવો છે અને તે વડોદરા રાજ્યની સાહિત્યપ્રવૃત્તિઓના ઇતિહાસમાં છઠ્ઠું સ્થાન જરૂર ભોગવી શકે તેમ છે, એમ ખુશીથી કહી શકાય છે.

(૧૮) **કાયદા પારિભાષિક કોશ**: સ્વ શ્રીમંત ત્રીજા સયાજીરાવ મહારાજના હુકમથીજ ન્યાયમંત્રી કચેરી તરફથી કાયદાના પારિભાષિક શબ્દોનો સંગ્રહ થઈ પ્રકટ થયો હતો. એ પણ તેઓશ્રીના શબ્દકોશ પ્રત્યેના અજબ શોખની પ્રતીતિ પૂરી પાડે તેવો છે.

(૧૯) **પાકશાસ્ત્રગ્રંથમાળા**: સ્વ. શ્રી. ત્રીજા સયાજીરાવ ગાયકવાડની તીવ્ર ઇચ્છાથી પાકશાસ્ત્રને લગતા ગ્રંથોની પ્રસિદ્ધિ પણ ઉદ્ભૂત થવા પામી હતી. સ્વ. બળવંત રામચંદ્ર મરાઠે પાસે મરાઠી

તા ૧૦-૧૦-૧૯૩૮થી નિમાયેલી સયાજીરાવ સમિતિએ એ યોજના કેટલાક સાથે મંજૂર રાખી હતી એ સમાજ ૧૯ સમિતિનો એવો અભિપ્રાય થયો હતો કે પાચ યોજનો પાસેથી પાચસો પાઠો તૈયાર કરાવવાનું વાસ્તવિક ન ગણાય પણ શાળાખાતાના અને શાળાખાતા બહારના અનુભવી પ્રખ્યાત લેખકો પાસેથી પાઠો લખાવવાનું અને તે પાઠો સંકલિત કરી વાચનમાળામા દાખલ કરવાનું હિતાવહ અને વહેવારુ ગણાય આથી બહારના અને ખાતાના લેખકોને યોગ્ય સૂચનાઓ આપી ક્રમિક પાઠો લખાવવા તથા તેના પાઠો તપાસવા અને તેઓમાની ખામીઓ સુધારવા તથા વાચનમાળાના પુસ્તકોમા તેમને દાખલ કરવા વગેરે કામ માટે સ્વતંત્ર 'સંયોજક મંડળ' રાજ્યના અંક ૪૬/૧૧ તા ૧૩-૧૧-૧૯૪૦ અન્વયે નિમાયુ હતુ તેના પ્રમુખ તરીકે શ્રી રામચંદ્ર પ્રભાશંકર પંડ્યા અને સભ્યો તરીકે શ્રી શંકરભાઈ સોમાભાઈ પટેલ તથા શ્રી ભગતરામ ભાનુસુખરામ મહેતા નિમાયા હતા તેમણે જેટલુ બન્યુ તેટલુ કામ કર્યું ત્યારબાદ શ્રી શંકરભાઈ પટેલને એ કામમાથી છૂટા કરવામા આવ્યા, અને 'પ્રકાશન મંડળ'ના પ્રમુખ તરીકે શ્રી રામચંદ્ર પંડ્યા અને સભ્ય તરીકે શ્રી ભગતરામ મહેતા ચાલુ રહ્યા હતા પ્રતાપ વાચનમાળાના સાત પુસ્તકોની હસ્તલિખિત પ્રતના એકેએક પાઠની ચર્ચાવિચારણા કરી તે બાબતમા જરૂરી સુધારાવધારા સૂચવવાનું મહત્ત્વનુ કામ રા ગોવિંદભાઈ હાથીભાઈ પટેલ સ્વ ગોકળદાસ મથુરાદાસ શાહ પ્રો અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી સ્વ રમણલાલ વસંતલાલ દેસાઈ તથા શ્રી બાપુભાઈ જાદવરાય વૈષ્ણવ જેવા વિદ્વાનોએ ખાસ તસ્દી લઈ કરી આપ્યુ હતુ એ અહીં વિશેષ નોંધપાત્ર બીના છે એ રીતે પ્રતાપ વાચનમાળાના સાત પુસ્તકો છેવટની સ્થિતિમા તૈયાર થયાં હતા અને ઉક્ત બંને ગૃહસ્થોએ સદરહુ સાત પુસ્તકો સબંધી ચિત્રો છપામણી વગેરેને લગતી તમામ તજવીજ કરી હતી આખા રાજ્યમા એ

વાચનમાળા પાઠ્યપુસ્તકો તરીકે ચાલતી હતી. ત્યારબાદ વડોદરા રાજ્ય મુંબઈ રાજ્યમાં વિલીન થઈ જતાં સદર વાચનમાળા ચાલુ રાખવામા ન આવતા તેની આવૃત્તિઓ બહાર પાડવાનું કામ બંધ થયું હતું. સમગ્ર રીતે જોતાં સદર વાચનમાળા પાછળ શ્રીમંત સરકારે હજારો રૂપિયાનો ખર્ચ કર્યો હતો. વડોદરા રાજ્યની સાહિત્યપ્રવૃત્તિઓના ઇતિહાસમાં આ પ્રવૃત્તિ ખાસ કરીને આગળ પડતું (સાતમું) સ્થાન જરૂર મેળવી શકે તેમ છે એમ કહ્યા વિના ચાલે નહિ.

(૨૧) **શાળોપયોગી પાઠ્યપુસ્તકમાળા :** વડોદરા રાજ્યમાં હજારો પ્રાથમિક શાળાઓ કામ કરતી હોવાથી તેઓમાં ચલાવવા માટે વિવિધ વિષયોનાં પાઠ્યપુસ્તકો તૈયાર કરાવી શાળાખાતા તરફથી પ્રસિદ્ધ કરવાની તજવીજ કરવામાં આવી અને આવતી હતી. તદનુસાર 'વડોદરા રાજ્યની ભૂગોળ,' 'હિંદુસ્તાનની ભૂગોળ,' 'જગતની ભૂગોળ,' 'વડોદરા રાજ્યનો ઇતિહાસ, વિજ્ઞાન આદિ વિષયોને લગતા ગ્રંથો વગેરે પુસ્તકો બહાર પડ્યાં હતાં. આ કામે પણ વડોદરા રાજ્યે હજારો રૂપિયાનો ખર્ચ કર્યો હતો, અને એ જાતના પ્રકાશનો પણ વડોદરા રાજ્યની સાહિત્યપ્રવૃત્તિઓના મહત્ત્વના અંગ (આઠમા) તરીકે જરૂર ગણાવી શકાય તેમ છે.

(૨૨) **પ્રકીર્ણ ગ્રંથો :** વડોદરા રાજ્યની સાહિત્યપ્રવૃત્તિઓના ઇતિહાસમા પ્રમાણમાં ગૌણ સ્થાન ભોગવતા હોવા છતા બીજાં પણ વિવિધ ભાષાનાં અનેક પ્રકાશનોનો ઉલ્લેખ ખસૂસ કરવા જેવો છે. તેઓ આ પ્રમાણે છે :—(૧) વડોદરા પ્રાંત સર્વસંગ્રહ, (૨) કડી પ્રાંત સર્વસંગ્રહ, (૩) નવસારી પ્રાત સર્વસંગ્રહ, (૪) અમરેલી પ્રાંત સર્વસંગ્રહ, (૫) બરોડા ગેઝેટિયર, ગ્રંથ એક, (૬) બરોડા ગેઝેટિયર ગ્રંથ બે, (૭) રિપોર્ટ ઑફ ધી રાજ્યારોહણ ઑફ એચ. એચ. મહારાજા પ્રતાપસિંહ ગાયકવાડ, (૮) બરોડા—એ આઇડ બુક,

(૯) સુવર્ણ મહોત્સવ ગદ્યપદ્યસંગ્રહ, (૧૦) દીઘનિકાય, ગ્રંથ એક, (૧૧) સેન્સસ રિપોર્ટ્સ, (૧૨) ફલર્સ ઑફ બરોડા, (૧૩) પોલીસ ડયુટી, (૧૪) ઍંટિક્વિટીઝ ઑફ ડભોઈ, (૧૫) આર્કિટેકચરલ ઍંટિક્વિટીઝ ઑફ નૉર્ધર્ન ગુજરાત, (૧૬) પાટણ જૈનભંડારની ફેરિસ્ત, (૧૭) ગિરાસ મૅન્યુઅલ, (૧૮) ઇંટરનૅશનલ કૉંગ્રેસ ઇન યુરોપ, (૧૯) હિંદુસ્તાની આદાબ, (૨૦) વિધવિધ નિબંધનિયમો, (૨૧) મેજર હિંદ્સ ઍંડ માઇનર હિંદ્સ, (૨૨) શોધખોળખાતાનાં વિવિધ પ્રકાશનો, (૨૩) કીર્તિમંદિર વ્યાખ્યાનમાળાનાં થોડાંક પ્રકાશનો અને ગુજરાતી તથા મરાઠી સાક્ષરોનાં વ્યાખ્યાનો, (૨૪) વડોદરા 'મ્યુઝિયમ'નાં કેટલાંક પ્રકાશનો તેમ જ પુરાતત્ત્વ (આર્કિયોલોજિકલ) ખાતાનાં પ્રકાશનો— દા. ત. શ્રી હીરાનંદ શાસ્ત્રીના તથા ડૉ. સાંકળિયાના અને શ્રી ગદ્રેના ગ્રંથો ('પ્રતાપસિંહ કોરોનેશન સીરીઝ' નામક ગ્રંથમાળામાં છપાયેલાં પુસ્તકો) —(૨૫) તહેવારોના પાલનસંબંધી વડોદરા રાજમહેલના નોકરોના માર્ગદર્શન માટે "ઐને રાજમહાલ" નામક મહત્ત્વનો ગ્રંથ, (૨૬) રાજદફતરખાતા તરફથી પ્રસિદ્ધ થયેલાં (છેલ્લાં બસો વર્ષના ગુજરાતના ઇતિહાસ ઉપર પ્રકાશ નાખનારાં) નવ પુસ્તકો, વગેરે વગેરે.

કૈ. શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ મહારાજની સાહિત્યપ્રકાશનની તથા ગ્રંથોત્તેજનની બાબતની પ્રવૃત્તિના ઉપર મુજબના ટૂંકા છતાં રસિક અને બોધક ઇતિહાસ ઉપરાંત તેઓશ્રીની ગુજરાતી તથા મરાઠી નાટ્યકલાને લગતા તથા રંગભૂમિની પ્રગતિને લગના ઉત્તેજનની પ્રવૃત્તિ પણ વિશિષ્ટ ઉલ્લેખ જરૂર માગી લે તેવી છે. એની ટૂંકી માહિતી આ પ્રમાણે છે:—(ક) તેઓશ્રીએ સને ૧૮૯૭માં ગુજરાતી 'દેશી નાટકસમાજ' નામક સંસ્થાને વાર્ષિક પાંચ હજાર રૂપિયાની ઉદાર દેણગી આપી હતી, (ખ) ત્યારબાદ સને ૧૯૧૧માં મરાઠી 'ગાંધર્વ નાટકમંડળી'ને વાર્ષિક પાંચ હજાર રૂપિયાની ઉદાર સખાવત તેઓશ્રીએ જાહેર કરી

હતી, અને તેના અંગે એવી શરત નાખનામા આવી હતી કે એ નાટક-મડળીઓએ દર સાન વડોદરા શહેરમા આવી પોતાના નાટકો જાહેર જનતા માટે ભજવના ઉપગત સરકારી રાહે પાચ ખેલ નાખના જોઈએ એ પ્રવૃત્તિ કેટલાક વર્ષો સુધી ચાનુ રહી હતી, અને વડોદરા શહેરની જનતાને દર વર્ષે પ્રસ્તુત અતિલોકપ્રિય નાટકો જોનાનો લાભ મળતો રહ્યો હતો તદુપરાત એ જ મરાઠી નાટકમડળીના "સૌભદ્ર," "માનાપમાન" વગેરે નાટકોના ગાયનોના 'નોટેશન' સાથેના અને મૂળ સવાદોનાળા મોટા કદના પુસ્તકો છપાવવાના કામે તેને ખાસ ઉત્તેજન આપી તેઓ બહાર પાડનામા આવ્યા હતા

વડોદરા રાજ્યની સાહિત્યપ્રવૃત્તિઓના સમગ્ર ક્ષેત્ર ઉપર આપણે ઉપર પ્રમાણે વિહગાવલોકન રૂપે ઊડતી નજર નાખી ગયા છીએ એ પ્રવૃત્તિઓના પરિણામમા ગુજરાતને મળેલા વિવિધ નાનામોટા અને ઓછાવધુ મહત્ત્વના ગ્રથોના નામો તથા તેમના લેખકોના નામોને તેમની કિમત તો આ ગ્રથના અતભાગમા આપવામા આવેલી જુદી જુદી યાદીઓ જોવાથી વાચકને જાણવા મળી શકે તેમ છે અહીં તો આપણે આકડાશાસ્ત્રની દૃષ્ટિએ એ સાહિત્યની વિપુલતાનો અને વિવિધતાનો ખ્યાલ નીચે પ્રમાણે મેળવીને સતોષ માનીશુ —

| ગ્રથમાળા વગેરેનાં નામો | ગ્રથોની સખ્યા |
|---|---|
| ૧ 'ભાષાતર સ્ટોર' ના પ્રસિદ્ધ પુસ્તકોની માળા | ૧૩૨ |
| ૨ પ્રાચીન કાવ્યમાળા | ૩૫ |
| ૩ શ્રી સયાજી સાહિત્યમાળા | ૩૨૧ |
| ૪ શ્રી સયાજી બાનજ્ઞાનમાળા | ૧૯૬ |
| ૫ દેશી કેળવણીખાતાના પ્રસિદ્ધ પુસ્તકોની માળા | |
| ૬ શ્રી સયાજી ગ્રામવિકાસમાળા | ૨૫ |

| | |
|---|---|
| ૭ શ્રીમંત માતુશ્રી જમનાબાઈ સ્મારક ગ્રંથમાળા | ૨ |
| ૮ ધર્મતત્ત્વજ્ઞાન ગ્રંથમાળા | ૧૭ |
| ૯ કન્યાવાચનમાળા | ૩ |
| ૧૦ શ્રી સયાજી જ્ઞાનમંજૂષા ગ્રંથમાળા | ૮૮ |
| ૧૧ સંસ્કૃતગ્રંથમાળા | ૩ |
| ૧૨ હિંદુધર્મશાસ્ત્રગ્રંથમાળા | ૧૪ |
| ૧૩ દેશી રમત ગ્રંથમાળા | ૨ |
| ૧૪ આરોગ્ય ગ્રંથમાળા | ૩ |
| ૧૫ પાકશાસ્ત્ર ગ્રંથમાળા | ૮ |
| ૧૬ ગાયકવાડ પ્રાચ્ય વિદ્યાગ્રંથમાળા | ૧૨૬ |
| ૧૭ પ્રતાપ વાચનમાળા | ૭ |
| ૧૮ પ્રકીર્ણ ગ્રંથમાળા | |
| ૧૯ પ્રાથમિકશાળા પાઠ્યપુસ્તકમાળા | ૩૩ |
| ૨૦ નિબંધ ગ્રંથમાળા | |
| ૨૧ નિયમ પુસ્તકમાળા | |
| ૨૨ અંગ્રેજી ગ્રંથમાળા | |
| ૨૩ ખાતાવાર પ્રકાશનમાળા | |

## 'ભાષાંતર સ્ટોર'નાં પુસ્તકોની માળા

| અનુક્રમાંક | ગ્રંથ—તૈયાર કરનાર | કિંમત |
|---|---|---|
| | ક [ગુજરાતી] | |
| ૧ | **અંકગણિત.** કેશવલાલ વિઠ્ઠલદાસ | ૨-૮-૦ |
| ૨ | **અનુભવપ્રદીપિકા** મણિલાલ નભુભાઈ. | ૦-૪-૦ |
| ૩ | **અનેકાંતવાદપ્રવેશ.** ,, | ૦-૫-૦ |
| ૪ | **અપકૃત્યશાસ્ત્ર.** ગોવિંદભાઈ હાથીભાઈ. | ૨-૪-૦ |
| ૫ | **અબલોન્નતિ લેખમાળા.** ચૂનીલાલ બાપુજી. | ૦-૮-૦ |
| ૬ | **આરોગ્યરક્ષણનાં મુખ્ય સાધનોની પ્રશ્નોત્તરાવલી ભા. ૧-૨** (સેનિટેશન ખાતામાંથી) ડૉ. ધુરંધર. દરેકની. | ૦-૦-૬ |
| ૭ | **ઇંગ્લિશ કેટેચીસમ ઓફ વેક્સીનેશન** છગનપ્રસાદ દેવીપ્રસાદ. | |
| ૮ | **ઇજિપ્ત.** મણિશંકર રતનજી ભટ્ટ | ૧-૧૨-૦ |
| ૯ | **ઇરાન.** છોટાલાલ નરભેરામ ભટ્ટ | ૧-૧૨-૦ |
| ૧૦ | **ઉદ્યોગી પુરુષોનાં જન્મવૃત્તાંત.** રતનભટ્ટ મણિભટ્ટ | ૨-૪-૦ |
| ૧૧ | **ઉન્નતિ એટલે શું, અને તેની આવશ્યકતા.** છગનલાલ ઠાકોરદાસ મોદી. | ૦-૧-૦ |
| ૧૨ | **ઉમદા કૃત્યોનો સંગ્રહ.** પિરોજશા જહાંગીરશા તારિયારખાન | ૧-૨-૦ |

૧૩ એલીઝાબેથ રાણીનો સમય. છોટાભાઈ રેવાભાઈ પટેલ. ૧-૫-૦
૧૪ કન્યાભૂષણ. નારાયણ ભાસ્કર પંડિત. ૦-૩-૦
૧૫ કમાનદડાનો ખેલ. ક્રોકે. છગનલાલ ઠાકોરદાસ મોદી. ૦-૨-૦
૧૬ કુમારપાળચરિત્ર. મણિલાલ નભુભાઈ. ૦-૧૨-૦
૧૭ કુમારપાળપ્રબંધ. મણિલાલ નભુભાઈ. ૨-૧૨-૦
૧૮ ક્રિયાત્મક ભૂમિતિ. મૂળજી રામનારાયણ.
૧૯ ક્રિયાત્મક રસાયન. શિવરામ ગંગાધર સંત. ૧-૧૨-૦
૨૦ ક્ષયરોગનિવારણ માટે સૂચનાઓ. ( સેનિટેશન ખાતા તરફથી ) ડૉ. ધુરંધર.
૨૧ ખોરાક. ડૉ. બાલાભાઈ મગનલાલ. ૧-૨-૦
૨૨ ગૃહકાર્યનીતિ. ડૉ. છગનપ્રસાદ દેવીપ્રસાદ. ૧-૪-૦
૨૩ ગેડીદડાનો ખેલ. ગોલ્ફ. છગનલાલ ઠાકોરદાસ મોદી. ૦-૩-૦
૨૪ ગોરક્ષાશતક. મણિલાલ નભુભાઈ ૦-૪-૦
૨૫ ચતુર્વિંશતિ પ્રબંધ મણિલાલ નભુભાઈ ૧-૦-૦
૨૬ ચેતનશાસ્ત્રી. મણિલાલ નભુભાઈ. ૩-૮-૦
૨૭ જાપાનનું વર્ણન. વાસુદેવ નરહર ઉપાધ્યાય. ૦-૭-૦
૨૮ જાળ દડાનો ખેલ. લૉન ટેનીસ. છગનલાલ ઠાકોરદાસ મોદી ૦-૧-૬
૨૯ ડભોઇ કિલ્લાનાં પુરાતન કામો. છગનલાલ ઠાકોરદાસ મોદી. ૧૨-૦-૦

